ગુજરાતી.

# चोथीचोपडीनाअर्थ.

કવિતાની સમજુતી તથા ગુજરાતના ઈતિહાસના સારસાથે.

છપાવિ પ્રસિદ્ધ કરનાર
પારેખ.
हरगोवनदास हरजीवनदास.
पुस्तकवाळा.
बुकसेलर. महादेव रामचंद्र.
अमदावादमां.
શાહાપુર વનમાળીવાંકાની પોળમાં
[illegible]. [illegible]. પો. ગ્રંથોદય પ્રેસમાં છાપ્યું
સંવત. ૧૯૪૬—સન. ૧૮૯૦
કિંમત ૪ આના

# गुजराती चोथी चापडीना अर्थ.

હાલમાં છોકરાઓએ ગુજરાતી ત્રીજા ધોરણમાં ચોથી ચોપડી શીખવા માંડી, એટલે પાઠમાં આવેલો દરએક શબ્દ વ્યાકરણમાં કયા વર્ગનો ગણાય છે તે તેઓએ સારી પેઠે જાણવું જોઇએ; તેટલા માટે દરએક શબ્દના અર્થની સાથે વ્યાકરણનો વર્ગ લખી જણાવ્યો છે, અને તેની સમજવાની નીશાની ટુંકામાં નીચે મુજબ કરી છે તે પ્રમાણે વાંચીને સમજી લેવું.

(ના) નામ.
(સ) સર્વનામ.
(વિ) વિશેષણ.
(ક્રિ) ક્રિયાપદ.
(અ) અવ્યય.
(કૃ) કૃદંત.

### પાઠ ૧ લો.

માંડાવીશું (ક્રિ) શરૂ કરાવીશું.
ગમશે (ક્રિ) પસંદ પડશે; સારૂં લાગશે.
વાર (ના) વખત.
વાછરાની (વિ) વાછરડાની.
રાજી (વિ) મગન, ખુશી.
સુંદર (વિ) સારી.
ચાહે (ક્રિ) માગે, ઇચ્છે.
કામ [ના] ધંધો.
નવરા (વિ) કામવગરના.
વેહેલાં (અ) અગાઉ.
વસ્તુ (ના) ચીજ.
પરમેશ્વર (ના) મોટો ઇશ્વર, પ્રભુ.
પશુ (ના) ચોપગાં જાનવર, ચો પગાં પશું.
પક્ષી (ના) પાંખવાળાં પશુ; પક્ષી.
આકાશ (ના) ગગન.
પ્રથવી (ના) દુનિયાં
ભાંભરે છે (ક્રિ) સાદ આપે છે.
વાછડા (ના) મરદો.
વાછડી (ના) વાછરડીઓ
છોડીઓ (ના) છોકરીઓ
કીડા (ના) જીવડા.
ચંદ્રમા (ના) ચાંદો.
જગત (ના) દુનિયાં.
ખરો (વિ) ખરૂં સાચું
સરજ્યું (ક્રિ) પેદા કીધું
વિના (અ) વગર.
દેખતા (ક્રિ) જોતા
સદા (અ) રોજ.
હરઘડી (અ) વારેવારે.
માલમ (વિ) યાદ, ફ્રોમ.
છાનું (વિ) ગુપ્ત.
ભૂંડું (વિ) ખરાબ, બુરૂં
નિશા (ના) મગ્ન

### પાઠ ૨ જો.

જગત (ના) પ્રથવી દુનિય
રેનડીઅર (ના) સાબરના જેવું સીંગડાં વાળુ જાનવર.
ગરૂડ (ના) મોટા પક્ષીનું નામ છે.
શીખવાનું (કૃ) ભણવાનુ
દેશ (ના) મુલક.
વસે છે [કૃ] રહે છે
બોલી (ના) ભાષા
જાત [ના] તરેહ પ્રકાર.
જનાવર (ના) ચોપગાં જાનવર—પશુ
સિંહ (ના) મોટા જબરા પશુનું નામ છે
આંબા (ના) કેરીના ઝાડ

નાળીએર (ના) નાળીયેરનાં ઝાડ.
ખજુરી (ના) ખજુરનાં ઝાડ.
ટાઢ (ના) ઠંડ હીમ
મુલક (ના) દેશ
અનાજ (ના) દાણો
ફળ (ના) લીલો મેવો.
નીપજેછે (ક્રિ) પાકેછે
ભોંય (ના) જમીન.
ધાતુ (ના) સોનું, રૂપું; ત્રાંબુ, લોઢું વગેરે
પરવત (ના) મોટો પહાડ
કોતર (ના) ગુફા.
મેદાન (ના) મોટી પહોળી ખુલ્લી જગ્યા
સરોવર (ના) મોટું તળાવ (ચોતરફ જમીન ને વચમાં પાણી તે)
અવાજ (ના) સાદ
કીનારે (ના) કાંઠે
દરીઓ (ના) સમુદ્ર
છોળે (ના) છાલકો
અથડાતી (ક્રિ) અફળાતી
પહાડ (ના) મોટા ડુંગરો જો ડઈને ઊંચા ગયેલ તે
ઠંડ (વિ) ગરમ.
ઝરણ (ના) ધીમે ધીમે પાણી વહે તે વહેળા
જગ્યા (ના) ઠેકાણું
પાનાઆ (વિ) ખરાબ.
લોકોનેમાંદા પડે એવા
માંદા (વિ) કાયલી
મુદલ (વિ) બીલકુલ
ઠંડાં (વિ) ટાઢ વાળાં
ભોંયરા (ના) ભોંય તળીઆ નીચેનાં ઘર
હેઠે (અ) નીચે હેઠળ
હુંફ (ના) ગરમી
ગુજરાતી (વિ) ગુજરાતના. પાઠ ૩ જો.
પ્રાર્થના (ના) સ્તુતી, ભક્તી બંદગી.
સંસાર (ના) દુનીઆં
પરવત (ના) મોટાપહાડ.
જોમ (ના) જોર.
દાતાર (ના) સખી; આપનાર દાની માંણસ
પ્રાણીઆ (ના) જીવડા.
હરવું (ક્રિ) ફરવું
ઈશ્વર (ના) પ્રભુ
તૈયાર (વિ) તરત કામમાં આવે એવા
શોભીતા (વિ) શોભાયમાન; શોભાવંતા
સોમ (ના) ચંદ્રમા
રચ્યા (ક્રિ) બનાવ્યાં.
જબરૂં (વિ) ભારે મોટું
અદકાં (વિ) વધારે
જ્ઞાન (ના) સમજણ અક્કલ.
ભુલે (ક્રિ) વિસરે
પાપી (વિ) ચંડાળ દુષ્ટ
ઉપકાર (ના) પાડ
કંપ (ક્રિ) સટાક.
કલેશ (ના) કજીઓ
પરીતાપ (ના) સંતાપ.
કુમતિ (ના) નઠારીબુદ્ધી ખરાબ વીચાર
કરૂણા (ના) દયા મહેર
કષ્ટ (ના) દુઃખ
સુખ (ના) ચેન મજા

(કવિતાની સમજુતી.) ( ૧ )

અરે! પ્રભુ તું તો એકજછે, તે આખી દુનિયાં પેદા કરીછે પૃથ્વી, પાણી, અને પર્વતો એ બધું તેંજ બનાવ્યું છે. ૧ તારા મઝાના શોભાયમાન, સુરજ ને વળી ચંદ્રમા, તે બધાંને તેંજ બનાવ્યાંછે, એ તારૂં પ્રભુ મોટું જોર છે. (૨) હમને બધી વાતની સમજણ ને હમારામાં બધા ગુણો છે, તેનો પ્રભુ તુંજ આપનાર છે. કોઇ ચંડાળ માણસ હોય; તે

એ બધો તારો આભાર ભૂલી જાય (૩) માટે હે ઈશ્વર તું કજીઆ લ-
ડાઈ, ટટા જે હોય તેનું મોં કાળુ કર એટલે તે કાહાડી નાખ, ને પા-
પનો મોટો જે ગંજારા તેને પણ દુર કર; અને હમારાં બધાં દુખ મટાડીને
સઘળી વાતે હમને સુખ કર. (૪)

**પાઠ ૪ થો.**

પરગજુ (વિ) પરોપકારી પ-
ર કલ્યાણી
ઢેબરા (ના) જુવાર બાજ-
રીના જાડા રોટલા
ભો (ના) બીક, ડર
અધમુઓ (વિ) અડધો મ
રેલો મુડદાલ.
દેખાડયુ (ક્રિ) બતાવ્યું.
ગમ (ના) તરફ, બાજુ
દયા (ના) રહેમ
વેહેલો (વિ) જલદી,
માંદો (વિ) કાયલો
કુવા (ના) ખાડા
લેવાઈગયો (ક્રિ) મુડદાલજે
વો થઈ ગયો.
ઉઠાડવા (કૃ) ઉભોકરવા.
દુઃખ (ના) સંકટ પીડા.
છોડવુ (ક્રિ) કાહાડવુ
સંભાળ (ના) બરદાસ
કલ્લા (ના) બાચકા ચોડા.
તપેલી (ના) પાતેલી
ટટાર (વી) હોંશીયાર,
રચવા [ક્ર] ઘાસ ખાવા

**પાઠ ૫ મો.**

આથડીઆં (ના) તમ્મર ફાં
ફાં.
મેહેનત (ન) કોશીશ
સુઝતો (કૃ) દેખતો
બાપુ (ના) બચ્ચા ભાઈ
પલળીયા (ક્રિ) ભીંજાયા
ભણી (અ) તરફ
કાઢ્યુ (ક્રી) બહારઆણ્યુ
નાદ (ના] અવાજ,
ડૂબી (કૃ) બુડી
આશીશ (ના) સારી દુઆ,
ગરીબ [વિ) કંગાલ
કાખ (ના) બગલ,
ટેકો (ના) આધાર
ખોડંગતો (કૃ] લંગડાતો
હીંડતો (કૃ) ચાલતો.
લંગડાઈ (કૃ) ખોડાઈ.
ઉતાવળો (વી) ઝડપથી

**પાઠ ૬ ઠો.**

આય (ના) શક્તિ
ભુલો પડયો=રસ્તો વીસરી
ગયો;
જંગલ (ના) વગડો, રાન
આડો અવળો (અ) વાંકો
ચુકો આણીગમ
પેલીગમ.
ભટકયો (ક્રિ) રખડયો
ગભરાઈ (કૃ) અકળાઈ
પોકે પોકે (વી] મોટેસાદે
રોયો (ક્રિ) રડયો
પોતીકુ (ના] પોતીકું
ધરાયો (ક્રી) તરપત થયો.
કટકો (વિ) જરા થોડુ
ગુણ (ના) ઉપકાર
વગતી (અ) પછી
વગડો (ના) રાન
ચરતો (કૃ) ઘાસ ખાતો
ભોમીયો (ના) જાણીતો
પક્કુ (વિ) ખરેખર

**પાઠ ૭ મો.**

લૂટવુ (ક્રિ) જોરાવરીથી
ખુંચી લેવું,
મનસુબો (ના) વીચાર
અટકળ (ના) આસરે.
પરોણાગત (ના) પરોણા ચા-
કરી
ઘટારત (વિ) લાયક.
ઉજાડ (વિ) લોકોની
આવજાવ નહી તે અવા-
ગરો
પકડો (ક્રિ) ઝાલો
ધુમ (ના) સાદ; ઘાંટો
પાંગળો (વિ) પગે લુલો.
વેળાસર (અ) વખતસર.
વાળવાને (કૃ) બદલો આ-
પવાને.

લંગડો (ના) લુલો લુલા પગવાળો માણસ
મદદ (ના) કુમક
ટાંટીઆ (ના) પગ
ખભે (ના) ખાંધ ઉપર
લગણ (અ) સુધી
ભલુ (વિ) સારૂં રૂડું
ઇછતા (ક્રિ) ચાહતો

**પાઠ ૮ મો.**

ભોજન (ના) જમવાનું
ભજીઆં (ના) ચણાના લોટના ખીરામાં મસાલા સાથે રતાળુ, કેળાં, ભાજી વગેરે નાંખીને ઉનાતેલમાં તળી કાઢેલી ચીજ.
વરણન (ના) વિસ્તાર,
શીરો (ના) ઘઉંના લોટને ઘીમાં શેકી માંહે ખાંડનું પાણી રેડી લચકાજેવું કરેલું તે.
કમોદ (ના) ઉંચીજાતનાચોખા
પકવાન (ના) લાડવા. જલેબી, ફલીતરાં, ઘેબર વગેરે મીઠાઇં.
વડી (ના) ચોળાની દાળ ભીનાળીને વાટી, માંહે આદુ મરચાંનાખીને સોગટા જેવા બનાવેલા ચીજ.
વડાં (ન) ચોળા કે અડદની દાળ વાટીને પતાસા જેવો આકાર કરીને તેલમાં તળી કાઢેલુ તે.
પૂરણપોળી (ના) પડવાળી રોટલી; વેડમી,
પાપડ (ના) અડદની દાળને વાટી માંહે સંચોરો મરી વગેરે નાંખી પૂરી જેવડા બનાવેલા ચીજ.
કચોરી (ના) ઘારી જેવું ખાંડવાળુ ખાવાનું.
શેવ (ના) ચણાનો લોટ કે ઘઉંના પરમુ—દીને ભીનાળીને તેના ભાંગાતારે કરી ગુંચળાજેવું કરેલુ તે
સુણજો (ક્રી) સાંભળજો.
અતી (વી) ઘણી બહુ.
ભાંગીને (ક્રિ) વલોવીને.
ભાતભાત (ના) જાતજાત
તળા (ક્રી) તેલમાં વઘાર્યા
દુધપાક (ના) દુધમાં ચોખા ખાંડ નાંખી પાક કરેલો તે.
લાડુ (ના) લાડવા.
સાર (વી) સારા.
કંસાર (ના) ઘઉંના છેકરીના ઝીણા કટકા કરી પછી તેને ગોળ કે ખાંડના પાણીમાં બાફેછે તે.
સ્વાદ (ના) લેહેજત.

## ( કવિતાની સમજુતી ). ( ૨ ).

હમે આજે બપોરે જે જમણ જમ્યા, તેની વાત તમે સાંભળો, કમોદના ચોખાનો ભાત કીધો હતો, અને દાળ ઘણી સરસ બની હતી. (૧) દહીંને વલોવીને જાડી છાશની કઢી કીધી હતી, અને માંહે સારી વડી નાંખી હતી જુદી જુદી જાતનાં શાક તળ્યાં હતાં, અને બાસુદી પુરીને દુધપાક કર્યાં હતાં. (૨) વેડમીને લાડવા સારા હતા, ને વડાં કચોરી ને કંસાર કીધો હતો; ભજીઆં તળેલાં ને સારી ભાજી કીધી હતી, ને શીરો સારો ને રોટલી બનાવી હતી. (૩) પાંચે પકવાન કરેલાં તે જમતાં જમતાં

ખરી મઝા પડે; ને વડાં પાપડ સેવો સારી હતી, ને તળેલા મરચાંનો સ્વાદ ઘણો સારો હતો. (૮)

પાઠ ૯ મો.

આંબા (ના) કેરીના ઝાડ.
મરવા (ના) નાની કુમળી કેરી
કાછીઆ (ના) તરકારી વે-
 ચનારો; પરતાગીઓ
સાખો (ના) પાકવા પર આવે
 લી કેરીઓ
ટોપલા (ના) વાંસની ફાડની
 બનાવેલા મોટી ટોપલા.
અફુન (ન) બીના રેસાદાર
 કેરીની જાત.
થાગ (વી) હાલ્યા વગરનો.
મુળ (ના) મુળીઆં જડ
થડ (ના) ઝાડનો વચલો ગો
 ળ ભાગ.
ડાગાં (ના) ઝાડની મોટી
 શાખા.
ડળીઓ (ના) ડાળામાંથી
 ફુટેલી મોટી શાખા.
પાંદડાં (ના) પાંતરા.
મોર (ના) આંબાના ફુલ.
તુરાં (વિ) ફિકાં.
છાણુ (ના) પડ.
કઠણ (વી) સખત
અથાણાં (ના) આથણાં.
ખરે (વી) સખત ઘણો.
ગળી (વી) મીઠી.
લટકેલી (કૃ) ટંગાએલી.
બજાર [ના] ચૌટું.
સરસ (વી) સારી.

પાઠ ૧૦ મો

મા બાપ (ના] માતા પિતા
 માત તાત.
આજ્ઞા (ના) હુકમ.
સંભાળ (ના) બંદોબસ્ત.
ધર્મ (ના) ફરજ કામ.
પાડ (ના) ઉપકાર.
ભોગવવું [ક્રિ) વાપરવુ ફોડી
 લેવું.
બદલો (ના) પાડ.
આભાર (ન) ઉપકાર.
ભુંડા (વી) ખરાબ.
માનવી (ક્રિ) પાળવી.
સારૂ નરસું (વી) સારૂ નઠારૂ.
આડુ (વી) વાંકુ ઉલટું.
રળીને (ક્રી) પેદા કરીને
માન (ના) આબરૂ.
ઉછેરવાં (ક્રિ) મોટા કરવાં.
પઠ્યું (ક્રિ) ભણ્યું
માઠા (વી) ભુંડાં; જબુન.
હેત (ના) પ્યાર.
વેળા (ના) વખત.
પજવવા [ક્રી) કાયર કરવા
 દુખ દેવું.

પાઠ ૧૧ મો

નઠારો (વી) ખરાબ
પરખવું (ક્રી) જાણવું.
બેફિકર (વી) ચીંતા વગરનું
કાયર (વી) હેરાન.
ઠરતા (વી) સ્થીર રહેત.
પુરો (ના) બગબર.
ભુલો (ના) ,ચુકો.
ઠામ ઠામ (ના) ઠેકાણે ઠેકાણે
અટકાય [ક્રી) અટકે; ખાં-
 ચોખાય.
શરમાતો (ક્રી) લજવાતો
આળસ (ના) સુસ્તી.
બેફિકરાઇ (ના) બેપરવા.
મેલા (વી) ધુળવાળા.
ઝટ (અ) જલદી.
વર્ગ (ના) હાર કલાસ.
હરકત (ના) અક્ષર
બેવકુફ [વી) મુર્ખ.
અથડાય (ક્રી) પડે; ઝીકાય
પંડે (વી) જાતે; પોતે.
કડા (વી) નઠારો.
મન (ના) ચિત.
છુટી (ના) રજા.
વાટ (ના) રાહ.
નડે (ક્રી) કાયર કરે.
મસ્તી (ના) તોફાન.
કુજાત (વી) બે હુરમત.

પાઠ ૧૨ મો

ગુરૂજી (ના) મહેતાજી.
નમીસાંજ (ના) સંધ્યાકાળ
પાય (ના) પગ
લવારો (ના) બકબકાટ

ગવાળો (ના) બચકો છાબ
પોથી [ના) ચોપડી.
લીખ (ના) જુ, જુનાં ઇંડાં
આપ (સ) પોતે, જાતે.
ધારે (ક્રી) માને વીચારે
ધારો (ના) કાયદો.
ધુજે (ક્રી) થર થર; કાંપે.
જોડણી (ના) અક્ષર જોડવા
  નું કામ.
અતીશે (વી) ઘણીજ.
ચિંતા (ના) ફીકર
ચુક (ના) ભુલ.
લખાણો (ના) કલમો
ઘેલા (ના) નાદાન છોકરી.
લખીએ (ક્રી) જોઇએ.
લુગડાં (ના) કપડાં.

## ( કવિતાની સમજુતી. ) ( ૩ )

જે નઠારો નીશાળીઓ હોય તે નિશાળમાં બધા છોકરા આવી રહ્યા પછી પોતે આવે; ને બીજા સૌ બેસી રહ્યા પછી પોતે બેસે, મેહેતાજી જે ધારા પ્રમાણે ચાલવાને કહે તે પ્રમાણે ચાલે નહી. તો તે નઠારો નિશાળે જઇને શું સીખવાનો હતો, ( કંઇજ નહી. ) ( ૧ ) તે નઠારા નીશાળીઆને સાંજ પડે કે સુવાનું મન થાય, પછી પાઠ વાંચતાં પોતાના પગ થર થર ધુજ્યા કરે; લખવા બેસે તો લીસોટા લીસોટા પાડે, ને ભણવા બેસે તો બકબકાટ કરયો જાય; તો તે નઠારો નીશળે જઇને શું શીખવાનો હતો. ( ૨ ) શબ્દોની બરાબર જોડણી પણ તેને આવડે નહી; ને મનમાં ઘણી ફીકર નહી, તેથી ઘણી ભુલો તેને પડે, કલમો બાગીને બધી તે એકઠી કર્યા કરે. તો તે નઠારો નીશાળે જઇને શું શીખવાનો હતો. ( ૩ ) તેના ધુળવાળા હાથથી ચોપડી પણ મેલી કરે, જેમ કોઇ ગાંડો છોકરો હોય, ને તે બધું એકઠું કર્યા કરે તેમ તે કરે, તેના લુગડામાં આપણે હજારો જુ જોઇએ. તો તે નઠારો નીશાળે જઇને શું શીખવાનો હતો. ( ૪ )

**પાઠ ૧૩ મો**

આરો (ના) પાર; છેડો.
માંકડો(ના)રાતા મોંનો વાંદરો
સંગ (ના) સોબત.
પીતા (ના) બાપ તાત
પ્રકાશવું (ક્રિ) તેજ કરવું.
માતા (ના) મા, માજી
રૂપ (ના) કાંન્તિ.
પુત્ર (ના) છોકરો.
કર્મ (ના) નસીબ, કાપ.
કાઠ (વી) અણઘડ.
વડી (વી] મોઠી.
બાળકો (ના) બચ્ચાંઓ
ટાળો (ક્રિ) મુકીદો.
કશી (વી) કંઇપણ.
વઢે (ક્રિ લડે.
આડપાસે=આડી બાજુએ.
પુરૂ (વી) બરાબર.
ખરો બોલ=શાચી શીખ
  માણ.
સુણી (ક્રી) સાંભળી.
ખુબખારે (વી)ઘણો નઠારો.
ફુટ્યા (ક્રી) ફુટેલા, અભા-
  ગીઓ.
પ્યારો (વી) વાહલો.
જોર (ના) બળ.
ઠીક (વી) બરાબર.

ઠાલો (વી) અમથો. ભીખીને (ક્રિ) ભીખમાગીને

## ( કવિતાની સમજુતી. ) ( ૪ )

તે નઠારો નીશાળીઓ કંઇ વાત માંડી કે તેમાં તૈયાર એટલે વાતો કરવા માંડી જાય, તેથી બચ્ચાંઓ તમે તે નઠારાની સંગત મુકી દેઓ એમ કરશો તો કશી વાતનો છેડો તમારો આવવાનો નથી, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૫) તે નઠારો બીજા જોડે લડે ને વઢયા કરે કે આડી બાજુએ પડે, પછી તેનુ ખરૂ ડોળ તે જણાઇ આવે; તેને કોઇ સારી શીખામણ દે તે કડવી ઝેર જેવી લાગે. તો તે નઠારો નીશાળે જઇને શું શીખવાનો હતો, (૬) તે નઠારો ફાનમતનો ફુટેલો નિશાળમાં મેહેતાજીને પણ કાયર કર્યા કરે, ને નીશાળમાંથી છુટે ત્યારે વાંદરાની પેઠે કુદકો મારી દોડયો જાય. પછી તે છોકરો મા બાપને પણ વહાલો લાગે નહી; તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો, (૭) તે નઠારાને ઘણા જોરથી ( પકડીને ) નિશાળમાં લાવીને ગોંધો, તોપણ તે બરાબર શીખવાનો નહી ને મુરખોજ રહેવાનો; પછી ભીખ માગીને પોતાનો ગમે તેમ ગુજારો કરે, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૮)

### પાઠ ૧૪ મો

કમાયો (ક્રી) પેદા કીધો
પત (ના) પ્રતીજ ભરોંસો
સાટું (ના) કરાર બેચાણ નો બંદોબસ્ત.
ઉજાણી (ના) મજાખાની જી આફત
કને (અ) પાસે સોડે
બાળક (ના) બચ્ચુ
લુચ્ચા (ના) ડોગા.
છેતરયો (ક્રી) ઠગ્યો.
વિશ્વાસ (ના) ભરોસો.
જુઠુ (ના) ખોટુ.
ઠગ્યો (ક્રી) છેતરયો.
કાળુકર=મો ઘુમાવ.
ઠગ (ના) ઠગારો ધુતારો
હરામ (વી) અધરમ.
જન્મ (ના) જીંદગાની.
ફજેતી (ના) ગેર આબરૂ
માં (અ) નહી.
ઠગાય (ક્રિ) ઠગાય.
ભુલીગયો (ક્રિ) વીસરી ગયો.
નફો (ના) ફાયદો હાંસલ

### પાઠ ૧૫ મો.

દેવ (ના] પ્રભુ પરમેશ્વર
ગાડીવાન (ના) ગાડી વાળો ગાડીહાંકનારો
ખંત (ના) ચેટક.
વગડો (ના) વન જંગલ.
ઉદ્યમ (ના) ધંધો વેપાર
ચીકણો (વિ) ચીકાશ વાળો ચોટી જાય એવો.
ચોટી (ક્રિ) વળગીબાઝી
વાટ (ના) રાહ.
રોઇ (ક્રિ) રડી.
વિનંતી (ના) કાલાવાલા
સાહાયે (ના) મદદ
વાણી (ના) વાચા

મુરખ [વી) બેવકુફ.
ટેકો (ના) આધાર
આળસુ (વી) સુસ્ત
આશરો (ના] મદદ
જોડી કાઢેલી [ક્રિ) બનાવટ-
ની, બનાવેલી.
ભરોશો (ના) વિશ્વાસ
પંડેજ (વી) પોતેજ.
આધાર(ના) આસરો.
ગરજ (ના) દરકાર પરવા.
ગુનો (ના) અપરાધ
આજ્ઞા (ના) હુકમ
મેહેનત (ના) શ્રમ, ઉદ્યમ

**પાઠ ૧૬ મો.**

કેળ (ના) કેળાનું ઝાડ
તાપોટીઆં (વી) આસડી-
આં, બાંબાં જાડી છાલ
નાં
સોનેરી (વી) ચોઆર બાલ
તથા લીલી છાલનાં
મથાળે (ના) ઉપર ટોચે.
આસપાસ (અ) આજુ બા
જુએ.
જથો (ના) જુમખો
ફળેછે (ક્રી) ફળ આવેછે
પીલા (ના) ફણગા
લુમ (ના) કાતરો
ટુંકી [વી) થોડી.
મુદત (ના) વખત.
મેવા (ના) ફળ.
બાફીને (ક્રિ] રાંધીને.
ફરાળ (ના] વ્રતમાં ખાવા-
નાં ફુલ વગેરે ફળ ખા-
વાતે.
મુખ્ય (વી] મોટી.
જણસ (ના) ચીજવસ્તુ.
રેસા (ના) દોરા
સ્વાદે (ના) લહેજતમાં
બારેમાસ=આખુવરસ.
કોહોતાં (ક્રિ) કોહીજતાં સ-
ડતાં

**પાઠ ૧૭ મો.**

ગીબ (ના) કાળા દીલના વાં
દરા.
કાઠું (ના) શરીરનું કદ
પવાલું (ના) જામ પ્યાલું
ગરમ (વી) તાપવાળા
જાત (ના) તરેહ.
ડીલે (ના) સરીરે
માંકડાં (ના) રાનામોંનાં વાં-
દરાં.
કુદવાનું (ક્રિ) કુદકોમારવાનું,
છલંગ મારવાનું
ફાળ (ના) કુદકો છલંગ.
વળગી (ક્રિ બાઝી.
લાગ (ના) દાવ
ગંધેલુ (ક્રિ) બાફેલુ,
ધાન્ય (ના) અનાજ.
પાળી (ક્રિ) પોષી ખવડાવી
પીવડાવી.
ઘાટ (ના) આકાર ડોળ.
મળતો (ક્રિ સરખો
બેટો (ના) ટાપુઓ.
ઝાડી (ના] નાજુઘર
વાળ (ના) બાળ
અજાણ્યો (વી) ઓળખાણ
વગરનો અતરાણી.
આઘેથી (અ) દુરથી
ભુલમાં (ના) ગફલતમાં.
જંગલી (વી) રાનમાં રહે
નારો રાની.
વિલાયત (ના) અંગરેજલો-
કોનો દેશ.
ખારવા (ના) ખલાસી
દળીગયો (વી) ગળી ગયો
બિચારો (વી) બાપડો.
સંભાળીને (ક્રિ) બરદાશલ-
ઈને સાચવીને

**પાઠ ૧૮ મો.**

ઓદે તે પડે=આપણે કોઈનું
ભુંડું કરવા જઈએ તો.
આપણુંજ ભુંડુ થાય.
દાનત (ના] નીયત નજર
ગીધ (ના) લોહી માંસ ખા-
નારૂં મોટું પક્ષી.
નગરશેઠ (ના) શેહેરનોશેઠી
ઓ.
માલ (ના)માલમતા; બંડો-
લ પાણી.
વેહેંચી લેવાને (ક્રિ) ભાગ
પાડવાને.
ઝાડી [ના] નાના મોટાં ઝા-
ડ એક બીજા ઝાડ સાથે
આવી ગુફા જેવું બને
લુ તે.
તરસ [ના] સોસ

વેઠી (ક્રી) ખમી સહી.
નિરાંતે (ના) ચેનથી.
ગમી (ક્રી) પસંદ પડી.
ઉઠ્યા (ક્રી) જાગ્યા.
તાલેવાન (વી) પૈસાદાર.
કપાળે (ના) નસીબે.
કંદોઈ (ના) મીઠાઈ ભજીઆં વગેરે વેચનારો.
મીઠાઈ (ના) કોઈ સુખડી, (બરફી, પેંડા વગેરે.)
ઓર (ના) જખ, ઓમલ.
ખુશ (વી) મગન.
મોત (ના] મરણ.
મડદા [ના) લાશ; લોથ
ફોલી (ક્રી) કોતરી, ફોડી.
કહેવત (ના) કહેણી કાહાણી.
ચોરની મા ચંડાળે જાય=ચોરનો માલ ચંડાળને હાથ ચડે.
પાપી હાથ ઘસંતા જાય=પાપી લોકો કાંઈ પુન્યદાન કર્યા વગર હાથ ઘસંતા મરી જાય.
ચંડાળ [વી) પાપી; દુષ્ટ
ઘસંતા (ક્રિ) ઘસતાં, ઘસડાય.

**પાઠ ૧૯ મો.**

ભીંત (ના) કાદવનો કરો.
જઇશમાં=જઈશ નહી.
ઉકળતું (વી] ગરમ થતું.
મહાખોટું (વી) ઘણું ખરાબ, બહુ નઠારૂ.
માનવું [ક્રી) કહ્યું કરવું. કબુલ કરવું.
ઉગર્યું (ક્રિ) બચ્યું.
શીખામણ (ના] બોધ, કાયદાની કહેલી વાત.
સમજીને (ક્રિ) જાણીને.
હસવા (ક્રિ) ઠીઠીયારા કરવા, હાંસી કરવા.
ડોશી [ના) ઘરડી બયરી.
ફિકર (ના) ચીંતા.
અક્કલ (ના) બુદ્ધિ.
પુંજી (ના) ગાંસડો.
ડાહી ડાહી (વી) ડાહાપણ ભરેલી.
ટેવ (ના) ખો, આદત.
ચરૂ (ના) બે કડાવાળું તાંબાનું કે પીતળનું વાસણ.
ઉની (વી) ગરમ.
વરાળ (ના] બાફ.
તમ્મર (ના) ચકરી.
મુરખાઈ (ના) બેવકુફાંઈ.
માની (ક્રી) કબુલ કરી.
વલે (ના) હાલ, હેવાલ.
નાદાન (વી) અણસમજુ, થોડા બુદ્ધિનું.
કડવી (વી) નઠારી.
ડાહ્યાં (વી) શાણાં.
મરજી (ના) ઇચ્છા.

**પાઠ ૨૦ મો**

ઉનામણો (ના) ઉના પાણીનો દેગડો.
ચોટ (ના) દાવ.
ડોલવું (ક્રી) હાલવું ડુલવું.
તત્કાળ (અ) તરત.
અંજાઈ (ક્રી) તમરખાઈ.
વિનાશ [ના] નાશ.
મુખ (ના) મોહોડું.
પ્યારા [વી) વાહાલા.
પાસ (અ) પાસે.
ઉકળે (ક્રી) ગરમ થાય.
ચુકે (ક્રી) ભુલે.
જીવ (ના) પ્રાણ આત્મા.
જોખમ (ના) નાશ થવાની ધાસ્તી; સંકટ.
બુદ્ધિબાળ=થોડી અક્કલ.
ડહાપણ (ના) [illegible], ચતુરાઈ
વેહેમ (ના) શક.
બોલ (ના) શબ્દ.
ચાલ (ના) રીત.
હાલ (ના) હવાલ.

**( કવિતાની સમજુતી ) ( ૫ ).**

એક માખીએ મોટે થકી બોલાને કહ્યું કે હે મારા વાહાલા બચ્ચા જ્યાં સુધી હું જઈને પાછી આવું ત્યાંહાં સુધી તું ઉડીને ઊંચે આકાશમાં

જતું નહી. (૧) ત્યાં ઉના પાણીનો દેગડો ઉકળે છે, ને તેની પાસે જો કોઈ જાય, ને એવામાં તેની કાંઇ નજર ચુકી તો તે વખતે તરત તેનો જાન જતો રહે છે. (માટે તું ત્યાં જઈશ નહી.) (૨) એવી શીખામણ બચ્ચાને દઈને માખી તો ઉડી ગઈ. પણ બચ્ચુ નાદાન બુધ્ધિનું, તેથી તુરત તેના મનમાં એ બાબતનો ખોલાટ કરવા લાગ્યું. (૩) તે બચ્ચું મનમાં વીચાર કરવા લાગ્યું કે ઘરડા માણસો વહેમ ઘાલીને ઘણી વાતો કરે છે. પણ આટલે ઉડાને પાછું આવું, તેમાં તે હું શી રીતે મરી જઈશ? (૪) એવો મનમાં વિચાર કરીને તે બચ્ચું ઉડી ગયુ. ને તે પાણીના ચરૂ કે દેગડા પાસે પોહોચ્યું, તેવુંજ પોહોચતાવાર તે તમ્મર આઈને તેમાં પડ્યું કે હું મરી જવાનું એમ જાણ્યું. (૫) પછી તે મરતાં મરતાં બોલ્યુ કે, જે છોકરાં આવી ચાલ ચાલે. માબાપનું કહ્યું માને નહી ને પોતાની જીદ ચલાવે, તેના આવા હાલ થાય. (૬)

## પાઠ ૨૧ મો

સાચો (વી) ખરો, સાચા બોલો.
વરગ (ના) સરખું શીખનારા છોકરાનો હાર.
ભાગ જોગે (અ) એકાએક, કોઈ સમે.
નંબર (ના) આંકડો.
સાંભરવું (ક્રૃ) યાદ આવવું.
અજાણતાં (અ) ઓચીતા; અજાણપણે.
ધારો (ના) કાયદો.
તોડે (ક્રી) અમલમાં નહી લાવે.
નાના સરખી (વી) નાના જેવી
વળગાડી (ક્રી) ભરાડી
સુરત (ના) સુરત, ધ્યાન.
ભુલ્યો (ક્રી) વીસરયો.
છુટું (વી) જુદુ નોખુ.
જવાબ (ના) ઉત્તર.
નીચુંઘાલી=શરમાઈ.
ઉમેરીશ (ક્રી) વધારીશ.

## પાઠ ૨૨ મો

ટેબલ (ના) લખવાની મેજ.
સાંભરયાં [ક્રી] યાદ આવ્યાં
છાતી (ના) હીમ્મત.
સાચુ (ના) ખરૂ.
સાહેબ (ના) મહેરબાન.
રજા (ના) પરવાનગી.
માફ (ના) ક્ષમા.
કદાપી (અ) કદી. કધુ.
છાની (વી) છુપી.
ખરેખરૂં (વી) સાચેસાચું.
માન્યુ (ક્રી) કબુલ કરયુ
અગાઉ (અ) પહેલાં.
શિરમ (ના) લાજ.
વચાર (ના) મનશુબા
ફોકટ (વી) નકામા.
ધીરજ (ના) હીંમ્મત
ત્યારકેડે (અ) ત્યાર પછી
પેહેલાં (અ) આગળ.
ઉઘાડી (ક્રી) ખોલી.
પડપુછ (ના) તજવીજ.

## પાઠ ૨૩ મો.

આળ (ના) તોહોમત.
નવાઈ (ના) અચરત.
નિત્ય (અ) રોજ.
વાંક (ના) તકસીર.
વગરપુછે=પુછયાવિના.
સુઝે (ક્રી) જણાય.
માંહેમાંહે (અ) એકબીજા

અરસપરસ.
નક્કી (અ) અચિત.
છુટવાની (ક્રિ) છોડવાની.
પકડાયો (ક્રી) ઝલાયો.
ખરો (વી) સાચો.
ઉતરયું (ક્રિ) ગયું
ચાલ (ના) ચાલચલગત.
આબરૂ (ના) ઇજત; માન
વખાણ (ના) તારીફ.

**પાઠ ૨૪ મો.**

પંચાત (ના) ચુકાદો.
પદલાં (ના) છાબડાં.
આવકાર (ના) આદર માન, આદરભાવ.
બચકુ (ના) ડાચું.
ન્યાય (ના) ઇનસાફ.
ઇનસાફ (ના) ચુકાદો.
ત્રાજુડ (ના) ત્રાજવાં
કરગર્યા (ક્રિ) કાલાવાલા કરી, દલગીર થઇ.
વહેંચતાં (ક્રિ) ભાગપાડતાં
વઢીપડી (ક્રી) લઢીપડી.
વઢવાડ (ના) લડાલડી.
વાંધો (ના) તકરાર.
તોડ (ના) નીકાલ.
વાજબી (વી) અદલ.
કશી (વી) કાંઇ જરાપણ
કટકા (ના) ટુકડા.
નમ્યું (ક્રી) નાચેગયું.
સમજી (ક્રી) ચેતી.
બાઇઓ (ના) બેહેનો.
ધીરજ (ના) સબુરી.

રાહે (ના) રીતે.
છુટકો (ના) નીકાલ.
લાગે વળગે (ક્રી) પહોચે
ગટ કરી ગયો=ખાઇ ગયો.
ડાહ્યુ (વી) ડાહ્યું.
ઉપાય (ના) ઇલાજ.
સુખેથી (ના) મઝાથી.
બેલાશક (અ) નક્કી.
લડાઇ (ના) ટંટો.

**પાઠ ૨૫ મો.**

પ્રાણી (ના) જીવવાળા પશુ. જાનવર.
ભુંડો (ના) ચુરેચુરા.
પશુ (ના) ચોપગાં જાનવર.
અટકચાળાં (વી) આડાંઅવળાં વીલાં.
પખી (ના) પક્ષી.
માછલાં (ના) નાના મચ્છ
ઉન (ના) ઘેટાના બાલ.
કર્યાં (ક્રી) પેદાકીધાં.
મળતો (ક્રૃ) સરખો.
ફેર (ના) તફાવત.
વાચા (ના બોલવાનુ ભાન
મરજી (ના) ઇચ્છા.
ગાંડા (ના) બેદન-
સુદ્ધાં (અ) સાથે
હરકત (ના) અડચણ

**પાઠ ૨૬ મો**

રૂવાટી (ના) ઝીણાબાલ
રૂપાળા (વી) શોભાવંતા
જ્ઞાન (ના) ભાન, સમજણ,
બહુ (અ) બહુ, ઘણું,

સુંવાળા (વી) કુમળા, નરમ
ઘટ (વી) જાડા.
આછા (વી) થોડા.
લીસા (વી) સાફ, પાલીસ.
ચટાપટાવાળા=કાબરચીત્રા.
ખરી (વી) સાચી.
ઝાલવાના (કૃ) પકડવાના
સીધાં (વી) પાધરાં.
ઢાંકણ (ના) કવર.
સરજનાર (ના) પેદાકરનાર, (પરમેશ્વર.)

**પાઠ ૨૭ મો**

હેત (ના) પ્રીતી, પ્યાર.
હથોડો (ના) લુવારનું લોઢા નું ટીપવાનું હથિયાર.
અનર્થ (ના) નુકશાન.
પ્રભુ (ન) ઇશ્વર.
મુવાળો (ના) બાલ.
શુળી (ન) ફાંસી.
ગલોલ (ના) ગોફણો.
નગરા (વી) દયાવગર.
સમે (ના) વખતે
ભમે (ક્રી) ભટકે.
દયા (ના) મેહેર.
તજી (કૃ) છોડદઇ.
દમે (ક્રી) દુખ દે.
પરોવી [કૃ) ઘોચી.
કાંતો (અ) નહી તો.
છોડે (ક્રી] મુકી દે.
અર્થ (ના] મતલબ.
અક્કલ (ના) બુદ્ધિ.
આગ (ના) દેવતા.

તજો (ક્રી] મુકીદેઓ.
ડરી (કૃ) બીહીને.
ધારો (ક્રી] વીચારો.
પ્રેમ (ના) હેત.
કુળ (ન) વંશ,
કેક (ના) કોઇક.
ફાંસો (ના) કબજો.
તરફડતાં (કૃ) તરફડીઆં ખાતાં.
ભાળે (ક્રી) જુવે.
પાપી (ના) દુષ્ટ માણસ.
ચિત્ત (ના) મન, ધ્યાન.

## (કવિતાની સમજુતી.) (૬)

કોઈ વખત જ્યારે જાનવરનું મન જાગે છે ત્યારે તે ગમે ત્યાં ફર્યા કરેછે, તે વારે કોઈ માણસ તે બીચારા પશુને શુળમાં ઘોચી નિર્દયપણે દુઃખ દેછે; કે નહી તો પછી તેનો પગ તોડેછે ને છોડી મુકેછે કે નહી તો તેની આંખ ફોડેછે, કે નહી તો તેને જોડા વતી માર મારેછે ને પછી હ-થોડા વતી ધુળમાં દાટી દેછે; એવું નુકશાન મતલબ વિનાનું ઘણું કરેછે. જેમકે બુદ્ધિ વગરનો માણસ ઝાડના મુળમાં આગ મુકીને તેને બાળી મુકે તેમ; માટે ઈશ્વરથી બીહીને તમે તેવાં પાપ કરવાં મુકી દેઓ, ને પશુઓ ઉપર પ્યાર રાખવા વિશે પરમેશ્વરને હેતથી યાદ કરો. (૧) કોઈ માણસ પશુના પગને પાંખોને પકડીને તોડી નાંખેછે ને પછી ખુશી થઈને જોવાને તેને છોડી દેછે; વળી કોઈક તો બાજથી ફાંસો ઘાલેછે ને પછી તે પશુના હાથ પગ તરફડે છે તે જુવેછે; તે શુળી કાંટાની સોય જેવી હોય છે તે વગર દયાથી હાથે વતી ઘોચી દે; પછી ઉપર જે ગોફણ ફેંકે છે તે દુષ્ટ માણસ મનમાં જરા વીચાર કરતો નથી કે રખેને એને દુઃખ થતું હશે! (૨)

### પાઠ ૨૮ મો

પેચ (ના) આંટો.
મશ્કરી (ના) મજાક.
ચાદર (ના) ખાદીની જાડી પીછોડી.
ઓરવું [ક્રી) નાંખવું.
સકંજો (ના) સંચો.
જોડેલી (કૃ) બનાવટની.
તરતજ [અ) પાધરો.
મજે [ના) રમુજ.
અચરજ (ન) નવાઈ.
કપાસ (ના) રૂનાં ઝાડ.
હીંચકા (ના) ઝોલા.
સોબતી (ના) સાથી.
ચાડું (ના) ટોળું
હીંચવા (કૃ) હીંચકા ખાવા, ઝુલવા.
ઝોળીઓ (ના) ઝુલતી ગાંસડીઓ.
ઢગલા (ના) ગંજ,
ચરખા (ના) કપાસ પીલવા-નાના રેંટીયા.
કપસીઆ (ના) કપાસનાં બી
ઘુટા (વી) નોખા, જુદા.
દાબવા (કૃ) ચાંપવા.
અગદાઈને (કૃ) કચડાઈને; ઘુંદાઈને.
ટાટ (ના) સણનું કપડું.
કસ્યા (ક્રી) તાણી કકડીને બાંધ્યા.
જાળીઆં (ના) ઝીણાં ઝીણાં બાકાં

### પાઠ ૨૯ મો.

ગુંગળાવું (ક્રિ) અકળાવું; ગભરાવું.
કાંતવું (ક્રિ) લાંબા કાચા દોરા કરવા.
વેઠવું (ક્રિ) સેહેવું.
આટી (ના) સુતરનું ગોળ ગુંચળુ.
તાંત (ના) બકરાના આંતરડાની દોરી.
વેપારી (ના) રોજગાર કરનાર.
પુણી (ના) રૂના ગાળાને સળીથી વાળી લાંબો આકાર કરેલો તે.
વણકર (ના) સાળવી.
ભળભકુ (ના) સહવાર.
રંગરેજ (ના) રંગારા.
સુતરીઓ (ના) સુતર વેપારી.
કશુંબી (વી) રાતી.
અથડાતા કુટતા (ક્રિ) અકળાતા ઝીકાતા.
ગુગળાઇ (ક્રિ) અકળાઇ.
અંતે (અ) છેલ્લે.
વારો (ના) વખત.
પીંજારા (ના) રૂને તાંતવડે સાફ કરનારા લોકો.
પીંજયા (ક્રી) સાફ કીધાં.
સાંઢા (ના) લાકડના કુતકાના શુપાટા.
સાળ (ના) લાકડાનું વણવાનું ઓજાર.
આકાર (ના) ડોળ.
નીરાંત (ના) ચેન, સુખ.
પોત (ના) કુમાશ.
ગમ્યું (ક્રી) પસંદ પડયું.
સરત (ના) સુરત; કામ.

**પાઠ ૩૦ મો.**

ઓળખાણ (ના) પીછાન, ઓળખ.
પળકાટ (ના) ઝળકાટ.
ઓચંતુ (અ) એકાએક; એકદમ.
ચાંચવો (ના) કોદાળી જેવું લોઢાનું હથીઆર.
જણાએ (ક્રિ) ઓળખીએ.
ઝણઝણાટ (વી) ઝીણું; ઝીણો.
અવાજ (ના) સાદ.
ગભરાયો (ક્રી) અકળાયો.
એકાદ (વી) એક.
જાણ (ના) માલુમ.
કાળ (ના] વખત.
સરખો (વી) જેવો.
હાયહાય (અ) અરેઅરે.
અજવાળુ (ના) ઉજાસ.
ધીબાધીબ (વી) ધબ દેના કે; એક પછી એક.

**પાઠ ૩૧ મો.**

લગડી [ના] ઢાળકી.
ચીપ (ના) નાની પાટ
કાનસ (ના) રેતરડી.
જતરડો (ના) કાણાવાળુ તાર ખેંચવાનું લોઢાનું હથીઆર.
વેષ (ના) પોશાક બદલીને કોઇના જેવું ડોળ દેખાડવું.
ચપટા (વી) એક પાસેથી બેઠેલા.
મુશ (ના) ધાતુ ગાળનો સંચો; રચી.
ભાઇબંધ (ના) દોસ્તદાર.
નોખા (વી) છુટા.
ભઠ્ઠી (ના) દેવતાનો મોટો ચુલો.
તપાવી (ક્રિ) ગરમ કરી.
બાધબાઇ (ના) દોરતી
લપેટી (ક્રિ) વીટાળી.
સ્નેહ (ના) પ્રીતી.
છોડયા (ક્રી) મુકયા.
એરણ (ના) જેના ઉપર ટીપે તે ધારવાળું લોઢાનું ઓજાર.
ચપડાને (કૃ) ટીપીને.
તાર (ના) રેશમ.
ફીરકી (ના) કસબ કે રેશમ લપેટવાનું લાકડાનું ઓજાર.
આમળે (ક્રી) વળ દે.
બદલાઇ (ક્રિ) ફેરવાઇ
રાચ (ના) વણવાનું લાકડાનું ઓજાર.

**પાઠ ૩૨ મો.**

નિર્દય [વી] ઘાતકી.
અપલક્ષણ (ના) ખરાબ ગુ-

ણ, ખરાબ ટેવ.
સલાહ (ના) વીચાર.
જુઠાણુ (ના) જુઠુ.
માહા (ના) મોટું.
નીચ (ના) હલકા.
ધીક્કાર (ના) તીરસ્કાર.
હરેક (ના) ગમે તે.
જોગ (વી) લાયક
નુકશાન (ના) હાની
વાક (ના) ગુનો, તકસીર
ઢાંકવાને (કૃ) છુપાવવાને
માઠુ (વી) ખરાબ.
મતલબ (ના) પેચ, અર્થ.
નાનોસુનો (વી) જરાક જેટલો.
હરખાતા (કૃ) ખુશીથતા
ઉઘાડો (ના) ખુલ્લો.
સ્વભાવ (ના) ખાશીઅત, પ્રકૃતી.
ચુપ (વી) મુગાં.
ધુણાવીને (કૃ) હલાવીને
ઈશારત (ના) નીશાની.
ઉતારવી (ક્રી) ઠગાવવી.
છેતરવું (ક્રી) ઠગવું

**પાઠ ૩૩ મો**

સીકું (ના) વાસણભરવાનું-જાળીવાળું ગુથેલું દોરડાનું ગુચ્છુ.
તકાવવું (ક્રિ) ધારી રહેવું.
છલંગ (ના) ફલંગ.
માંચી (ના) લાકડાની પીઠ વગરની ખુરશી.

અંગારા (ના) દેવતાના સળગેલા કોયલા.
સાચવવું (ક્રિ) સંભાળવું તપાસવું.
વાસ (ના) સોરમ.
સકતી (ના) જોર.
સોડમ (ના) સુગંધ.
ખશેડી (કૃ) આઘો કરી
કન (ના) કારણ
ક્યાંક (અ) કઇ જગોએ
ભારે (વી) મોટી.
વેહેમ (ના) શક.
બોજો (ના) ભાર

**પાઠ ૩૪ મો**

ઉગારવું (ક્રી) બચાવવું,
આકાર (ના) ડોળ.
ખુશામત (ના) કાલાવાલા.
ફેર (ના) તફાવત
અજાણ્યું (વી) અતરાપી, પારકુ.
ધણી (ના) શેઠ.
ચેતાવે (ક્રિ) જાણ કરે.
દોરી (ના) દોરવવી તે.
વરૂ (ના) વાઘના જેવું લોહી, માંસ ખાનારૂ જનાવર.
ગુણ (ના) ફાયદો
બરદાસ (ના) સંભાળ.
સરસ (વી) શારી
જન્મથી (ના)જન્મેત્યારથી.
કુરકુરીયા (ના) કુતરીનાં બચ્ચાં ભીઠીલાં

વ્હાલાં (વી) પ્યારાં.
એકાએક (અ) એકદમ
ભેગા (વી) એકઠા.

**પાઠ ૩૫ મો**

ઘાયલ (વી) જખમી
કાપણી (ના) ઘાસ તથા અનાજ કાપવાનું કામ
હોજ (ના) પાણીનો કુંડ, પાણીની ટાંકી
ઘોરીનસ (ના) ઘોરીરગ
હૃદય (ના) અંતઃકરણ
દાતરડું (ના) ઘાસ તથાઅનાજ કાપવાનું વાંકુ લોઢાનુ હથીયાર.
મુઢ (વી) ડોઠ
સાવચેતી (ના) ખબર ધરી હોંશીઆરી.
કસાયો (ક્રિ) વઢાયો
ઘા (ના) જખમ
જબરો (વી) ભારે
ધડધડ (વી) દડદડ
વાટે (ના) રસ્તે
દાબાણ (ના) દાબાણ
જોરાવર (વી) જબરી
ચંચળ (વી) હોંશયાર
મરણ (ના) મોત
ઘટતો (વી) લાયક
તરતબુદ્ધિ=ઘટતો ઉપાય, જલદી સુઝે એવી અકકલ

**પાઠ ૩૬ મો.**

અનાજ (ના) ધાન્ય
ખુબ (વી) ઘણું મોટું.

સાંઠા (ના) અનાજના ઉભા શોટા.
ટોચ (ના) ઉપલોભાગ.
કૃપા (ના) મહેરબાંની.
વીતવું (ક્રી) થઇ હોવું
જાતજાત (ના) તરેહ તરેહ; ભાતભાત
ડાંગર (ના) ભાત
પોચા (વી) નરમ
પોલા (વી) પોકલ
જથાબંધ (વી) સામટા
બાંધો (ના) બંધારણ
ચતુરાઇ (ના) ડહાપણ
નબળા (વી) કમજોર
મજબુત (વી) જોરાવર

આસપાસ (અ) આસેપાસે; ચોમેર
ફોતરાં (ના) પડ; છોડાં
ભીનાશ (ના) ભેજ
ઠુંડા (વી) કાઢવાળા
હમેશાં (અ) રોજ
સેવા (ના) ભકતી

પાઠ ૩૭ મો.

જગતકરતા (ના) જગતનો બનાવનાર ઇશ્વર
પ્રૌઢ (વી) મોટ
હય (ના) ઘોડા
વાહન (ના) ગાડી ઘોડો વગેરે બેસવાનું
વિમાન (ના) સ્વર્ગની પાલખી

સાજ (ના) સામાન
માનવી (ના) માણસ
જગ (ના) જગત; દુનિયાં
ઉપજાવી (ક્રી) પેદાકરી
વસ્તુઓ (ના) ચીજો
સંસાર (ના) દુનિયાં
પાર (ના) છેડો
બળવાન (ના) જોરાવર
રવી (ના) સુરજ
ઠરાવ્યો (ક્રિ) કીધો
ઠાઠ (ના) ભભકો
સમાસમાના (ના) વખતેવખતના
કાજે (અ) વાસ્તે

( કવિતાની સમજુતી. ] ( ૭ )

દુનિયાંમાં બનાવનાર પરમેશ્વરે દુનયાંમાં ઘણી ચીજો પેદા કીધી છે, તેથી આખા જગતના લોકો સુખ પામે છે, તેના ગુણ ગાવા બેશીએં છીએ તો પાર આવતો નથી ? (૧) પૃથ્વી, પાણી, ને મોટા મોટા પહાડો, ને ઝાડીમાં જે ઘણાં ઝાડો હોય છે તે; તેમ બળદો ઘેટા ને જોરાવર હાથી, ને વિમાન જેવા બેસવાના તેજ પ્રભુએ બનાવ્યા છે. (૨) ચંદ્રમા, સુરજ અને તારાનો ચળકાટ, તેનો ભભકો બનાવ્યો છે, અને વખતે વખતના સુખનો સામાન પ્રભુ તેં માણસને વાસ્તે કીધો છ. ( ૩ )

પાઠ ૩૮ મો.

નાળિએરી (ના) નાળીએરનું ઝાડ.
ચિંઠા (ના) રેસા.
ટટી (ના) કામડાનીવાડ.
ઝાવળી (ના) નાળીએરીનાં પાંતરાંની ગુથીને કરેલી ટટી.

ઠેઠ (અ) છેક.
મેર (ના) બાજુ.
સાફ (વી) ચોખું.
ચીંઠુ (વી) રેસાવાળુ.
ટોપરૂ (ના) કોપરૂં.
પીલે (ક્રી) પાણીમાં કચડે.

કોપરેલ (ના) કોપરાનું તેલ
ઢોર (ના) જાનવર.
તાડી (ના) ખજુરીનોકિના ળીએરીના ઝાડનો રસ
કેફ (ના) નીશા.
ખુએ (ક્રી) ગુમાવે
બગાડ (ના) ખરાબી

### પાઠ ૩૯ મો.

કાસદ (ના) એલચીઓ
બંબાવાળો (ના) બંબો રા-
ખનારો
બેભાન (વી) શુદ્ધી વગરના
મધરાત (ન) વચલી રાત
શુમારે (અ) આસરે
શેરી (ના) મહોલ્લો
ઠેકયા (ક્રી) અફાળયા
ધસીને (ક્રુ) જુસ્સાથી. દોડીને
ખખડાવ્યા (ક્રી) ઠેકયા.
ભડકા (ના) મોટાં બળતાં
ફટાફટ (વી) જોરભેર.
અવાજ (ના) કડાકા.
નીસરણી (ના) સીડી
મેડા (ના) માળ.
પથારી (ના) બિછાનું
રૂંધાઇ (ક્રુ) ગુંગળાઇ
ઢંઢોળ્યો (ક્રી) હલાવ્યો.
ઘસડીને (ક્રી) ખેંચીને.
વર (ના) માટી

### પાઠ ૪૦ મો

બાચતિ (ના) સુક્રી
શૂર (ના) બહાદુરી
ગાંડા (વી) દીવાના.
કમાડ (ના) બારણાં.
ધડાકો (ના) મોટો અવાજ
ચોમેર (અ) ચારે બાજુ
નવાઇ (ના) અચરજી
ભાઇબંધ (ના) દોસ્તદાર
નિરાંત (ના) ચેન
બાહે (ના) બાંય
હઠયો (ક્રી) હાર્યો; ફર્યો
મિત્ર (ના) દોસ્તદાર
બચાવવાને (ક્રુ) ઉગારવાને,
જીવાડવાને
પાડોશ (ના) પાસેનું ઘર
લાગ (ના) દાવ
ફાવ્યો (ક્રી) જડયો
માર્ગ (ના) રસ્તો
ચીસેચીસ (ના) ઘાંટે ઘાંટા

### પાઠ ૪૧ મો

અણીશુદ્ધ (વી) સહી સલામત
ઉઘરાણું (ન) કાંઇ કામ
માટે બધાએ શક્તિપ્ર
માણે પૈસા ભરી એકઠા
કરવા તે.
ટીપ (ન) યાદી.
હરખાઇ (ક્રુ) મગન થઇ
પાંસરોજ (અ) સીધોજ
હડસેલો (ના) ધક્કો આંચકો
તન (ના) શરીર.
ધ્રુજે (ક્રી) કાંપે; થરથરે
બચાવનાર (ના) ઉગારનાર.
હિમ્મત (ના) છાતી.
મુરત (ન) તલવાર.
મેદાન (ના) ખુલ્લી જગો
દયાળુ (વી) માયાળુ
પુરૂષ (ના) મરદ
ઉગાર્યા (ક્રી) બચાવ્યા
ઓઢાં (ના) સુતારનાં ઘડવા-
નાં ઓજારો.
રાચરચીલાં (ના) ઘરશણગા
રને શોભતો [illegible] વગેરે
સામાન.
દાણોદુણી (ના) અનાજપાણી
લુગડાંલત્તાં (ના) કપડાં વગેરે.
ભેર (અ) સાથે.
કુટુંબ (ના) કબીલો.
પાડોસી (ના) પાસેના ઘરના
રહેનારા.
પખવાડીઆં (ના) પંદરવા-
ડીઆં.
ખરેખરી (વી) સાચેસાચી

### પાઠ ૪૨ મો

તપાસ [ના] તજવીજ.
જવાહિર (ના) એકજાતનું
રત્ન.
દરબાર [ન] રાજકચેરી
ઝડો (ના] તપાસ, જડતી
સાક્ષી [ના] સાહેદ.
અસર [ના] લાગણી
ફેર [ના) તફાવત
ફકીર (ના) સાંઇ.
ખોડું (વી) લંગડું.
સાંઇ (ના) ફકીર.
મેર (ન) બાજુ.
લાદ્યું છે (ક્રી) નાંખ્યું છે.
ધારીધારીને (ક્રુ) તાકી તા-
કીને.
પારખી (ક્રુ) ઓળખી.
હીંડો (ક્રી) ચાલો.
ડહાપણ (ના) પતરાજી
કશુ (વી) કંઇપણ.

### પાઠ ૪૩ મો

જાદુગર (ના) મંત્ર જંત્રનો

જાણનાર ધુતારો.
શાબાશી (ના) માન.
અનુમાન (ના) કલ્પના.
સજા (ના) શિક્ષા.
રમુજ (ના) ગમત.
અચંબો (ના) નવાઈ.
ગમ (ના) બાજુ.
ઓછુ (વી) થોડું
લંગડું (વી) પગેલુલું.
બણમણતી (કૃ) બાઝતી
સમજવાનુ (કૃ) અક્કલ લેવાની.
ચિત્ત (ના) ધ્યાન.

પાઠ ૪૪ મો.

આકડો (ના] આકડાના ફુલનું ઝાડ
મળતાં (કૃ) સરખાં.
જુદા (વી) નહીમળતા.
ફાટ (ના) ચારો.
છેક (અ) બહુ; ઘણી.
ડુંગરા (ના) ઊંચા ટેકરા.
અડે (ક્રી) અડકે;
ઊંટ મેલે આકડો=ઊંટ આકડાના ઝાડને ખાય નહી
બકરી મેલે કાંકરો=બકરી કાંકરાને ખાયનહી.
સાંભરવુ (કૃ) યાદ આવવું.

પાઠ ૪૫ મો.

મેંઢાં (ના) ઘેટાં.
ચપળ (ના) હોંશીયાર
ઠરેલ (વી) ખસી ન જાય એવા.
ચાંમો (ના) ટાઢો, ઠંડો.
જન્મારો (ના) જીંદગાની, અવતાર.
ઘડાયો (ક્રી) બનાવ્યો.
ઠેકરાય (ક્રી) ઠોકર ખાય
ભરવાડ (ના) ઘેટાં ચરાવનાર
ઉન (ના) ઘેટાના વાળ.
ખ્રિસ્તી (ના) વીશ્વાસી
વેપાર (ના) રોજગાર.
લાખો (વી) હજારો.
ઉપજે છે (ક્રી) પેદાથાયછે
કોમળ (ના) સુમાળા.
કામળી (ના) નાના સુમાળા
હુંફ (ના) ગરમી.
બકઈ (કૃ) રૂપાઈ.
નિમાળા (ના) બાલ.

પાઠ ૪૬ મો.

ગુણવાળી (ના) ફાયદાવાળી
શીંગાળી (વી) શીંગડાંવાળી
ખડ (ના) ઘાસ.
પગાળી (વી) પગવાળી.
આકાર (ના) ઘાટ; ડોળ
આંચળ (ના] થાન.
ફાટ (ના) ચારો.
રૂપાળો (વી) શોભીતો.
બાળો (વી) જુદો.
વાળ (ના) બાલ.
ગોવાળ (ના) ગાયનો ચરાવનાર.
સંભાળ (ના) બરદાસ.
ભલુ (ના) સારૂ.
ખીર (ના) મોળો દુધપાક.
થાક (ના) મેહેનત; શ્રમ
ઠરે (ક્રી) બંધાઈ જાય.
ઉપજે [ક્રી) થાય.
ઠંડ (ના) ટાઢક; ઠંડક.

( કવિતાની સમજુતી. ] ( ૮ )

ફાયદો કરે એવી શીંગડાં વાળી ગાય પાણી પીને ઘાસ ખાય છે. એનો ઘાટ કેવો સારો છે, તેને ચાર પગ ને ચાર આંચળ છે. (૧) તેના પગની અણીમાં ચારો છે, તેને તેનો આકાર સારો છે તે જુઓ; તેના પુછડાને છેડે બાલનો ગુચ્છો છે ને રોજ રોજ ગોવાળીઓ તેની બરદાસ લે છે. (૨) કોઈ વખત બેઠી હોય ત્યારે હોઠ હલાવ્યા કરેછે, તેમાં કોઈ કાળી હોય છે, કોઈ ધોળી હોય છે, તેમ કોઈ રાતી હોય છે, દોહોલી

વધે તેનુ દુધ સારૂ દેખાય છે ને તે દુધનાં દહી માખણ ને ઘી થાય છે. (૩) વળી દુધના પેંડા બનીને દુધપાક બને છે. ને ખીર ખાતાં મહેનત પડતી નથી, તે પણ દુધની થાયછે; વળી બાસુદી ને શીખંડ પણ દુધનાં થાય છે, તે પેટમાં ઠરેછે ત્યારે ઘણી ઠંડક થાય છે. (૪)

**પાઠ ૪૭ મો.**

ગરમ (વી) ઉનવા; ગરમી રહે એવા.
ધટ (વી) જાડા.
ગોકળગાય (ના) એક જાતનો ધીમો ચાલનાર જીવડો.
લાચાર (વી) કંગાલ
રૂવાટાં (ના) ઝીણાબાલ.
હેરાન [વી) કાયર.
ગરદન (ના) ડોક.
લબડે (ક્રી) લટકે
રક્ષણ (ના) સંભાળ.
હુંફાળા[વી)ગરમીવાળાગરમ
શંખલા (ના) છીપપાણીમાંનો જીવડો.
અવતરે (ક્રી) જન્મે
નરી (વી) ફક્ત; એકલી.
શુંવાળી (વી) નરમ, નાજુક
ગજીઆણી (ના) ગજપનાનુ રેશમી લુગડું.
કિનખાબ (ના) કસબના બુટાવાળુ લુગડું.
ઉઘાડું (વી) ખુલ્લુ.
કોમળ (વી) કુમળુ.
સાફ (વી) ચોખ્ખુ

**પાઠ ૪૮ મો**

ગાજવીજ (ના) ગડગડાટને વીજળી.
વેગ (ના) જોરથી.
વધું (ના) વા, પવન.
મોજા (ના) જુવાળનાપાણીના શીખવાળા ખડકા
ઝબકારો (ના) ચમકારો
કડાકો (ના) અકળામણ.
મુદલ (વી) બીલકુલ
ઘોર (ના) બીયામણું.
ગડગડાટ (ના) અવાજ.
કડાકા (ના) મોટા અવાજો.
અચરચ (અ) અરેઆરે
ઝડી (ના) ઝરમરઅગર વરસાદ આવ્યા કરે તે.
પલળીશુ (ક્રી) ભીનાઈશુ.
ફોરાં (ના) છાંટા.
ઝાપટું (ના) થોડીવાર વરસાદ આવીને રહીજાયતે
સોંસરી (વી) પાધરી
અથડાય (ક્રી અફળાય.
ધડાકા (ના) અવાજો.
ગરજના (ના) ગડગડાટ.

**પાઠ ૪૯ મો**

સાચ (ના) સાચુ બોલવું
શીખામણ (ના) બોધ ફાયદાની વાત
વચન (ના) વેણ, સુકન.
આંચ (ના) એબ, ઝાળ
વધતુ ઓછુ (વી) કમીજાસ્તી.
સ્વાદ [ન ) રસ, ચસ્કા.
મીઠુ મરચુ (ના) ઉમેરો
ભભરાવીને (કૃ) નાંખીને, મેળવીને.
હૈયેથી (ના) મનથી.
શાંભરતી (કૃ) યાદઆવતી; ફોમ આવતી.
ભાવ (ના) ઇચ્છા
મશ્કરી (ના) મજાક
પુરો (વી) પક્કો.
બંધાવું [ક્રી) કબુલ થવું, સહી થવું.
ફલાણુ (વી) ગમે તે, હરેક
તોડયુ (ક્રી) નહીપાળ્યું
બગાડ (ના) નુકશાન.
માર (ના) સજા, શીક્ષાના સપાટા
પસ્તાવો (ના) ખેદ.
સંભાળી (કૃ) સાચવી.
સાચા બોલા(વી)ખરાબોલા.
સામી (વી) ઉલટી.
માયા (ના) હેત.
સંતાડે (ક્રી) છુપાવે.

આસામી (ના) માણસ.
નુકશાન (ન) હાણી
સાચને ન લાગે આંચ=સા-
ચાને કશો બી લાગતો
નથી.

પાઠ ૫૦ મો

દોડાદોડ (ના) દોડધામ. ના
સભાગ.
ધુમેધુમ (ના) ધાંટેધાંટા
ઉપાય (ના) ઈલાજ.
મસળી (ક્ર) ચોળી.
આળોટવું(ક્રી) ગોલાંટખાવા
શેતરંજી (ના) પાથરવાનુ
શોભીતુ બીછાનું
લપેટી (ક્ર) વીટાળી
એ લચી (ના) બુઝાવી.
સહીસલામત(ના)ક્ષેમકુશળ
પોસો (ના) ખોબો.
રસોઇ (ન) રાંધવાનું.
પેણો (ના) તળવાનુ લોઢા-
નુ વાસણ
સાવચેતી (ના) હોંશીઆરી.
માટી (ના) મટોડો.

પાઠ ૫૧ મો

નાળચુ (ના) નળી.
આંફળીફાંફળી(વી)ગભરાઇ
લક્ષણ (ના) ગુણ, ટેવ.
બીક (ના) ડર.
ભીજવે (ક્રી) ભીનાળે,
ધીમે ધીમે(અ) હળવે હળવે
જુગતી (ના) તદબીર.
અણુગમતુ (ક્ર) નાપસંદ.

ઈચ્છા (ના) મરજી.
રીસ (ના) ગુસ્સો.
ગણકારે (ક્રી) પતકરે.
અફાળે (ક્રી) ઠોકે
ફાળ (ના) કુદકો.
બીગી (ત્રી) બીધી.
અચંબો (ના) નવાઇ.
ચોપાસ (અ) ચારે બાજુ
ચોગરદમ.

પાઠ ૫૨ મો

વેગળી (અ) આઘી.
નજીક (અ) પાસે
હીમત (ના) ધારજ.
બેનપણાં (ન) શહીપણુ.
લાડે (ત્રી) ગેલ કરે.
પરગામ (ના) પારકાગામ.
સાદ (ના) અવાજ.
લાડાને (ક્ર) ગેલકરીને.
વહાલ (ન) પ્યાર હેત.
ઉપકાર (ન) પાડ, ગુણ.
માયા (ના) હેત પ્રિતી.
સંભારે (ત્રી) યાદ કરે.
બદલો (ના) પાડ.

પાઠ ૫૩ મો.

શાઉડી (ના) શિસોળીઆના
ઝિછાનું જાનવર.
સીસોળીઆ (ના) શાઉડીનાં
પીછાં.
સાદાં (વી) ચિત્ર વગરનાં
ભાર (ના) બોજો.
ઘોરવુ (ત્રી) ગળામાંથી સાદ
કાઢવો ઉઘવુ.

દર (ના) નાનું બાકુ, ખાડો
વાસ્આય (ત્રી) જણે.
રવાં (ના) ઝીણા બાલ.
અણાદાર (વી) અણી વાળું
સફેદ (વી) ધોળી.
બુઠુ (વી) અણી વગરનું.
રાતુંભરાય=ગુસ્સેથાય.
હથિયાર (ના) ઓજાર.
તીર (ના) વાંકુ ફેકીને માર-
વાનું હથીઆર.
અર્ધ (વી) અડધા.
ભુંડ (ના) ડુકકર.
કળી(ના)બી લ્યા વગરનાંફુલ
ગડબડ (ના) તોફાન.
છાનીમાની(વી)મુગી મુગી

પાઠ ૫૪ મો.

પ્રથ્વીના (ના) ચારેખંડની
ધરતી, આખુજગત
પ્રદક્ષણા (ના) આસપાસ
ગોળ ફરી વળવુંતે.
નજર (ના) નિશ્રા દ્રષ્ટી.
ચપટી (વી) એક પાસે બેઠલી
આધાર (ના) ટેકો.
અંતર (વી) અતરંગ.
ઝડપ (ના) ઉતાવળ.
સ્થીર(વી)હાલે ચાલે. નહીતે
સદા (અ) રોજ.
ફેરો (ના) ચકકર.
કલાક (ના) અઢીઘડી-
ચોવીસકલાક=સાઠ ઘડી(દ-
હાડોને રાત.
પાસ (ના) બાજુ.

ધંધો (ના) રોજગાર.

**પાઠ ૫૫ મો.**

નકશો (ના) ઘર ગામ કે દેશ-નો ચિતરેલો નમુનો.
સમુદ્ર (ના) દરીઆ.
ઉત્તર (ના) ઉંચલી દીશા.
દક્ષિણ (ના) નીચલી દીશા.
પુર્વ (ના) ઉગમણી દીશા.
પશ્ચિમ (ના) આથમણી દીશા.
લાકુ (ના) લાકડા.
ધરતી (ન) જમીન.
ખંડ (ના) જમીનના મોટા ભાગો.
દિશા (ના) બાજુ પાસુ.
ઉગમણ (ના) પુર્વદીશા.
આથમણ (ના) પશ્ચીમદીશા.
નકશી (ના) ખચીત.
વાંસો (ના) પીઠ; બરડો.
નમુનો (ના) મુકાબલો.
ભુગોળ (ના) પ્રથ્વીનો ગોળ

**પાઠ ૫૬ મો.**

મથાળું (ના) ઉપલુ પાસું.
કડકા (ના) ભાગ.
આસ્ટ્રેલીઆ (ન) પ્રથ્વીઉપર સૌથી મોટો બેટ.
બેટ (ના) ટાપુ.
વળગેલા (ના) જોડાએલા.
અળગો (વી) અલગ થયો.
મધ્ય (વી) વચલા.
છેડો (ના) નકુ.

**પાઠ ૫૭ મો.**

સ્તુતી (ના) પ્રાર્થના બંદગી
નિર્ધન (વી) ગરીબ
અગનશીક્ષ (ના) બેટ.
સમર્થ (ન) જોરાવર.
અધીક (વી) વધારે.
યોગ્ય (વી) લાયક.
જગજીવન (ના) જગતનો જીવાડનાર ધણી.
નીતી (ના) સારી રીત, સારી વરતણુક.
નીસરૂં (ક્રી) નીકળુ.
દુખીઆ (વી) હેરાન.
મુજને (સ) મને.
સરજનહાર (ના) પેદા કરનાર (ઇશ્વર.)
ભમે (ક્રી) ભટકે.
અંન (ના) અનાજ.
કીર્તી (ના] મહીમા.
પ્રકાશ (ના) ચળકાટ.
ભારી (વી) જબરૂં.
ફોકટ (વી) નકામું.
ઠામ (ના) ઠેકાણું.
જશ (ના) શાબાશી, માન
ભક્તિ (ના) સેવા, પ્રર્થના.
સંગ (ના) સંગત, સાથે.
સદાએ (અ) રોજ.
થાપ (ક્રી) આપ, સ્થાપ.
સંકટ (ના) દુખ, કષ્ટ.

## ( કવિતાની સમજુતી. ) ( ૯ )

જ્યારે હું શહેરના બજાર બહાર ફરવાને નીકળુ છઉં, ત્યારે ઘણા ગરીબ માણસો મારી નજરે પડે છે, અને આખી પ્રજાના લોકો દુખી માલમ પડે છે. ૧ સૃષ્ટી પેદા કરનાર જોરાવર ઇશ્વર મને જે જે ભેટો કરે છે, તે બધાનો પાહાડ હું સી રીતે વાળી શકીશ. (૨) ઘણા ગરીબ લોકો ભુખને લીધે ઘેર ઘેર ભટક્યા કરે છે, પણ જોઇએ તે કરતાં વધારે કે જગતના જીવાડનાર ધણી તેં મને અંન આપ્યું છે. ૩ પ્રથ્વી, પાણી ને આસમાન એમાં તારોજ મહીમા ચાલે છે. હું જ્યાં જોઉં ત્યાં તારૂ ભારે જોર છે, ને તારા વગર કોઈ પણ ખાલી ઠેકાણું માલમ પડતું નથી. ૧ હે પ્રભુ તારા જશ મોટા છે, બહુ તેં સારાં કામો કીધાં છે હું તારૂં

ભજન રોજ કરૂં એમ મને બુદ્ધીઆપ; હું હમેશાં સારી ચાલથી ચાલું એમ કર, ને સઘળાં દુઃખને તું મટાડી નાંખ. ૨.

### પાઠ ૫૮ મો.

મામલતદાર [ના] તાલુકાની જમા બંધી ઉઘરાવનાર, બીજાવર્ગનોમાજીસ્તરેટ.
પહેરો (ના) ચોકી.
કચેરી [ના] રાજદરબાર.
વેહ (ન) કાણું છીદ્ર.
ઠલવાઇ (કૃ) ખાલીથઇ.
વારેઘડીએ=હરવખત.
માથાકુટ [ના] અડચણ
ફેરવવી (ક્રી) ઉંચી નીચી કરવી.
અજાણ્યું (વી) અજાણી.
નોંધી (કૃ) લખી, ગણી.
કામની (ના) ખાનગી.
શુમાર (ના) આસરો
ખબર (ના) સમાચાર.

### પાઠ ૫૯ મો

સાહેબ [ના] ટોપીવાળો ગોરો અમલદાર.
પરે (અ) પાંહાં.
ખુન (ના) હથીઆરથી કે ઝેર દાવાથી કોઇની હત્યા કરવી તે.
ગીતા (ના) ધર્મની ચોપડી.
તકરાર (ના) રકઝક.
અપમાન (ના) ગેર આબરૂ
ધોળકા (ના) અમદાવાદ જીલ્લામાં એક કસ્બો છે.
પરગણું [ના] તાલુકો.
શીમ (ના) હદ, શીમા.
ટંટો (ના) ઝઘડો.
ઇહાં (અ) આહાં.
સાલ (ના) વરસ.
નંકાલ (ના) તેડ.
કારકુન (ના) મહેતો
છેવટ (અ) આખરે
તુમ ગામમે જાકર કોઈ બમનકે ઉદરશે ગીતા લાવો=તમે ગામમાં જઇને કોઇ બ્રાહ્મણને ત્યાંથી એક ધર્મની ચોપડી લાવો
બહુતઅચ્છા સાહેબ=બહુ સારૂ સાહેબ
હસવા (ક્રી) દાંત કાઢવા.
ડંકો (ના) ઢોલ.

### પાઠ ૬૦ મો

એકાકાર (વી) એકમેક સરખી.
લોટણ (વી) ગોલાંટ ખાય એવા.
શોક (ના) દીલગીરી.
પાડુ (વી) જાડા ગળાનું.
કલગીદાર (વી) કલગીવાળી, તોરા વાળી.
શીરાજી (વી) કલગીદાર ટોપીવાળુ.
લકડી (વી) મોરની પેઠે કળા કરી નાચનારૂ.
થરથરી (વી) થરથર ધ્રુજ્યા કરે એવું.
ગીરેબાજ (વી) ગોલાંટખાતુ
જંગલી (વી) રાની.
આસમાની (વી) ભુરૂ.
ચળકતા (વી) ઝળકતા.
લાશોટા (ના) કાપા.
કળા (ન) પાંખ પહોળી કરીને નાચવું તે.
ગરદન [ના] ડોકું
ખીલેલા (કૃ) પહોળી થએલી
બીઅસમણુ(વી] શોભાવંતુ.
જોડો (ના) સાથી
ગોથાં (ના) ગોલાંટ.
ગુલાંટ (ના) ગોલાંટીઆં
લોટી (કૃ) ગોલાંટખાઈ.
ફુલાવે (ક્રી) મોટું કરે.
કુંડાળુ (ના) ગોળ ચકરડું.
ડોકે (ના] ગળે.

### પાઠ ૬૧ મો

અંગ (ના) શરીરના ભાગ, શરીર.
ખોપરી (ના) માથાનું તાલકુ.
મગજ (ના) ખોપરી માહેનો ભાગ.
થોભા (ના) થોભાના ગુચ્છા
ટટાર (વી) સીધું.

કાંકણ (ના) ધોળા ટપકા વાળી કાળી ચપટી ધારવાળી બંગડી.
*પ્રખ્યાત (વી) નામીચો.
એતરવા(ના)એતરપુર જગ્યા.
વોહોરા (ના) હોરા લોક.
બ્રાહ્મણવાડો (ના) બ્રાહ્મણ લોકનો જથો.
પુષ્કળ (વી) ઘણો.
કાપડાં (ના) ચોળી કાંચળી
આપો (ના) આરશી; આરસીના કાચના ઝીણા ઝીણાં કકડા.
મુકાન (ના) ઘર; મુકામ
મુલ (ના) કીમ્મત.

**પાઠ ૧૩૫ મો.**

પકડાયો (ના) ઓળો
સંતોષ (ના) આનંદ.
તીરે (ના) કાંઠે.
ભોગવવું (ક્રી) વાપરવું.
ધરહે (ક્રી) ચાડે.
અનીતી (ના) ગેરરીતી બીન વીવેકી.
લોભે લક્ષણ જાય=લોભથી આબરૂ જતી રહે.
મુળગાં(વી)સમુળાં બીલકુલ
ઉદ્દેગ (ના] મહેનત.
સ્થીતી (ના) હાલત.
તકાવવું (ક્રી) ધારી રહેવું; તાકી રહેવું.
ઠાલા (વી) ખાલી.
બાળવો (ક્રી) કુદાવવો.
લોભને થોભ નહી=લોભનો કાંઈ છેડો નથી.

**પાઠ ૧૩૬ મો.**

કાર (ના) વેહેવાર.
પ્રૈઢી (વી) મોટી; ઘણી.
હળવો (વી) હલકો.
પોષાવું (ક્રી) પંકાવું
સમુળુ (વી) બધું.
ક્ષોભ (ના) દલગીરી.
મોહ (ના) મોહીણી.
ન્યુન (ન) ખોટ; બકાદ
વપુવાન (વી) શરીરવાળો.
માનમરજાદ (ના) આબરૂ.
ભાર (ના) વકકર.
વહેવાર [ના) આપ લેનો સંબંધ.
નવ (અ) નહી.
પુણ્ય (ન) ધર્મદાનનું આશીષ.
લક્ષણ (ના] ગુણ.
શુળ (ના) પેટ સુંથાય એવો રોગ.
બે લોક=આ લોક ને દેવલોક.
દોષ (ના) અપરાધ.
સંતોષી (વી) આનંદી.
પુરણ (વી) પુરૂ; બધું.
મહીપતી (ના) રાજા.
ધાન (ના) અનાજ.
અર્થ (ના) મતલબ.
ગાંડો (વી) ઘેલો.
ગર્વ (ના) પઇસો.

## ( કવિતાની સમજુતી ) (૧૯.)

લોભ કરવાથી ચાલતો વેહેવાર બંધ થઇ જાય છે, અને લોભથી ઇજ્જત આબરૂ ઓછી થાયછે; લોભે સારી રીત રેહેતી નથી. ૧ લોભ કરવાથી ભાર વકર રેહેતો નથી, ને લોભથી આપ લેનો સંબંધ ચાલતો નથી; લોભથી સઘળા ગુણ ઓછા થાયછે, ને લોભથી ભારેનો હલકો થાય છે. [૨] લોભથી વીદ્યા પંકાતી નથી ને લોભથી પુન્ય કરેલું બધું જતું રહેછે, લોભે કરીને સઘળા ગુણ શુળ જેવા જાણવા; અને લોભ એ સઘળા પાપનું મુળ જાણવું ( એટલે અતી લોભે સર્વ જતું રહેછે. ) (૩)

આ લોક ને દેવ લોક એટલે (મરત્યુ લોક) ને (સ્વર્ગ) લોક એ બેમાં બુડાડે એવો લોભછે, પણ તેમાં માહીણી મુકેલી છે એ મોટી દીલગીરીની વાત છે; લોભ કરવા વીશે ઘણા અપરાધ કહેલા છે, પણ સુખી થવાનો માર્ગ તો આનંદ રહેવું તે છે. (૪) જે આનંદી છે તેને બહુ માન આવકાર હોયછે, ને આનંદી માણસ શરીરે સારો દેખાય છે; આનંદી માણસ ને શી બાબતની ખોટ હોય છે? ( કશી વાતની ખોટ હોતી નથી ) તેમ આનંદી માણસને પુરૂ પુન્ય હોયછે એટલે તે પુન્યાત્મા કહેવાય છે. (૫) આનંદી માણસને રાજાના જેવાં માન આલીંગન થાય છે, ને આનંદીને ખાવાને પુષ્કળ ધન ધાન્ય હોયછે; આનંદીનો ઉપર કહયો તેજ અર્થછે, પછી ગાંડો થઇને નાણું શોધવા જાય નહી. (૬)

**પાઠ ૧૩૭ મો.**

દ્વારકાં (ના) કાઠીયાવાડના પશ્ચીમે જાત્રાનું મોટું ધામ છે.

શંખ, ચક્ર, ગદા, પદ્મ — ચાર છાપનાં નામ છે; વીષ્ણુનાં ચાર આયુધ છે.

સ્થાપના (ના) મંડાણ.

ધાટ (ના) ઓવારો.

માથાદીઠ (વી) માણસદીઠ; એકેકા આદમી યે

તપાવી (ક્રુ) ગરમ કરીને; ઉનું કરીને.

ડામ (ના) ધગધગતો લોઢાનો ડુંગો ચપકો.

વેરાગી (ના) સાધુ; બાવા.

મજલ (ન) દશ પંદર ગાઉનો ટપ્પો.

જાત્રાળુ (વી) જાતરાએ જનાર.

બોડાણો (ના) એક રજપૂત ભક્ત થઇ ગયો.

**પાઠ ૧૩૮ મો.**

ગુણકારી [વી] ફાયદાકારક ફાયદાવાળી.

ખજુર(ના)ખજુરીનાં ફળ.

સાથીઆ (ના) શીંગ જેવા લચકા.

પેશી (ના) પીશી.

મુસાફર (ન) જુદા જુદા દેશમાં ફરનારા; પ્રવાશી.

ચરા(ના) ફેલાવો;પથરાઇ જવું

ટાઢક (ના) ઠંડક.

ઠળીઆ (ના) કળીએ.

નકામો (વી) વગર ખપનો,

**પાઠ ૧૩૯ મો.**

સુતારો (ના) સાવરના.

નીરો (ના) કેફ વગરની મીઠી તાડી.

બેવકુફ (વી) મુરખ.

તાડી [ના] ખજુરીમાંથી ઝરપેલો રસ.

મેડો (ના) માળ.

પીઢીઆ (ના) ભારોટીઆ.

ગાડવા (ના) લાંબા મોના કાદવના ઢોચકા.

કેફ (ના) કાણું; ઘેહ

ઘેલાઇ(ના)ગાંડાઇ; નાદાની

**પાઠ ૧૪૦ મો.**

રાજધાની (ના) રાજગાદીનું શેહેર.

રાજનગર (ના) રાજધાની.

મસીદ (ના) હોરા, મુસલમાન વગેરેને નીમાજ ભણવાનું ઠેકાણું મકાન.

પુસ્તકશાળા (ના) પુસ્તકો રાખવાનું ઠેકાણું.

પ્રખ્યાત (વી) પંકાયલું.

વચ્ચોવચ્ચ (અ) મધ્ય ભાગે

ભદ્ર (ના) જેમાં ભદ્રકાળી માતા છે તે મકાન.
પ્રાચીન (વી) જુનું.
કેદી (ના) ગુનેહગાર લોકો, અપરાધીઓ.
તુરંગ (ના) કેદખાનું
સુમાર (ના) આડઅટો
સુતર (વી) સેહેલ સુગમ.

પાઠ ૧૪૧ મો

ઘાટીલાં (વી) ઘાટવાળાં.
વીશાળ (વી) લાંબુ પોહોળુ.
તરેહ તરેહવાર (વી) જુદી જુદી જાતનો.
દેશાવર (ના) પરદેશ.
કીનખાબ (ના) રેશમનુ કસબના બુટાદાર લુગડું.
મશરૂ (ના) એક જાતનું રેશમી કપડ.
વખાણાએ (ક્રી) પંકાય.
તોપખાનું (ના) તોપોરાખવાનું ઠેકાણું.
કારંજા (ના) પાણીના ફુવારા
ઇમારતો (ના) ઊંચા બાંધણીનાં ઘરો.
ખંડેર (ના) જુનાં મકાનો પડી ગયલાં તેની ખુલ્લી જમીન.
મ્યુનશીપાલ (વી) શેહેર સુધારાનું.
સુધરાઇ (ના) શુધારો
સડક (ના) કાચોબાંધેલોરસ્તો
કાંપ (ના) છાવણી.
ગોરા (વી) ટોપીવાળા.

પાઠ ૧૪૨ મો.

મુખવાળા=મોઢાવાળા.
સામગ્રી (ના) સામાન.
કારમી (વી) અજબ, ભારી.
સ્વર્ગ (ના) કૈલાશ.
રેફુઝ (ના) નીશાળ.
નર્ક (ના) જાહાનમ.
દિસે (ક્રી) જણાય.
ભયંકર (વી) બીયામણુ
કાળાં (વી) નઠારાં.
કૃત્ય (ના) કામ.
જશ (ના) આબરૂ.
ઉજળા (વી) પંકાયલા. સફેત
જન (ના) માણસ
સમાન (વી) જેવુ, બરાબર.
રત્ન (ના) કીમતી જવાહીર
અમુલ (વી) જેની કીમત થઇ શકે નહી.
મનરંજ (વી) મનને ખુશ થાય એવું.
કારંજ (ના) ફુવારો.
ચડતે પહોરે=દાહાડો ચડતાં સૂરજ ઉગે તે.
ઠરવાનું (ક્રૃ) ખુશી થવાનુ

## (કવિતાની સમજુતી.) ( ૨૦ )

ભદ્ર એટલે કલ્યાણ એ સૌથી સારૂ નામ એવો અર્થ થાયછે તે તો બધી દુનીયાના લોકો જાણે છે. પણ કોણ જાણે કયા કારણે કાળાશથી ભદ્ર નજરે બીયામણું દેખાય છે. (૧) તો કે કે તેમાં કાળાં ગોડા વાળા (કેદી લોક) રહે છે તેઓ નઠારા કામના કરનારા છે તે કારણ કાળાશથી ભદ્ર નજરે બીયામણું માલમ પડે છે. (૨) તેના કરતાં દુનીયામાં જેની આબરૂ ઘણી છે તે જો અને તેવા માણસોથી ભરેલી જશવાળી તું પુરતશાળા જો. (૩) કાચા કાચના જેવા (એટલે ભણતા વીદ્યાર્થી). કે જે એ ભણેથી તેની ઘણી કીમ્મત આવે છે, અને પછી તેઓનું સારૂ મુલ આવે છે એટલે ( સારા પગાર થઇ જાય છે.) એવા ભણનારને વાસ્તે આ નીશાળ મોટીછે તે જો. (૪) સ્વર્ગ નર્ક અને આ દુનીયાના લોકના રસ્તા

સરખા સેહેલા છે. તે સ્વરગે જવાના જાણે આજ ત્રણ દરવાજા છે. એટલે (અમદાવાદમાં ત્રણ દરવાજા છે તેને સ્વર્ગ. નર્ક. ને આ લોકમાં જવાના એવા ત્રણ દરવાજાની ઉપમા આપી છે. (૫) સુખનો બધો આ કારંજ કેવો બનેલો છે. (૬) દર સુકરવારે આ જગોએ એટલે (અમદાવાદમાં) શોભા સારી બને છે. અને દરરોજ સવારે સુરજ ઉગતે માણેક ચોકમાં સારો બજાર ભરાય છે. (૭) એ ચોકના બજારમાં બે ઘડી બેઠેથી જીવ ખુશ થાય છે. તે જોઇને દલપતરામ કવી મનમાં ઘણો ખુશ થાય છે. (૮)

## પાઠ ૧૪૩ મો.

બાહાદુર (વી) હીમ્મતવાળો
મડમ (ના) સાહેબ લોક-
ની સ્ત્રી.
ઉતારૂ (ના) વાહાણમાં બે-
સનારા લોકો.
સાહેબ (ના) યુરોપીઅન ગ્ર-
હસ્થ ટોપીવાળો.
પીલો [ના] સુનો છુરો.
ગેલ (ના) લાડ.
ડોલ્યું (ક્રી) વાંકું વળ્યું.
પાધરૂજ (અ) તુરતજ.
મછવા (ના) નાના હોડી
પાસે (ના) બાજુએ.
હલેસાં (ના) ચલાવા.
ભાન (ના) સુદ્ધિ.

## પાઠ ૧૪૪ મો.

લંગર (ના) વાહાણ અટકાવ
વાને પાણીમાં નાંખવા-
ની લોઢાની બીસાડી
કચતર (ના) દુખાવો
ખલાશી (ના) ખારવા
અણુસારો (ના) ઈશારત.
તક (ના) વખત; દાવ.
સંકટ (ના) દુઃખ
ડુબકી (ના) બુડકી.
દાંતીઆ (ના) ધુરકીઆં.
લગભગ (અ) નજીક
જડબુ (ના) ડાચું.
ફેગર્યો (ક્રી) બચ્યો.

## પાઠ ૧૪૫ મો.

તરતબુદ્ધી (ના) દુઃખની વ-
ખતે તુરત ઘટતો ઉપાય
સુઝે એવી અકકલ.
કુકડી (ના) મરઘી.
ખડો [ના] વાસ રહેઠાણ
સંશુ (ના) ઊંમમાં આવ-
તો ખોટો વીચાર
સંદેહ (ના) વેહેમ.
હિમ્મત (ના) બહાદુરી.
હારતાં (ક્રૃ) મુકીદેતાં
તોડ (ના) નીકાલ.

## પાઠ ૧૪૬ મો.

ખાતર (ના) ઘાસ, છાણ વ-
ગેરે કોહી ગયેલો કચરો
ઘરૂ [ના] તરૂ, ઝીણા કુમ-
ળા છોડ.
પોળા (ના) ચોડ
હળ (ના) જમીન ખેડવાનું
લોઢાનું અણીદાર હથી-
આર.
વરાળયંત્ર(ના)બાફનો સંચો
ચમચોકાર [વી] ઝડપથી,
ઝપાટાબંધ.
પાક (ના)અનાજની નીપજ
ચાસ (ના) હળ ફેરવીને જ
મીન પોચી પાડે છે તે.
વાવણી (ના) રોપાણી
હારદોર (વી) હારબંધ.
કણસા (ના) કણસલા.
ઊંબી (ના) કણસલું, કંકી.
ક્યારડો (ન) પાણી ભરાયલો
નાનો ખાડો.

## પાઠ ૧૪૭ મો.

જડ (ના) મુળ.
ઉપસવું (ક્રી) ઝાટકવું. ઝા-
પટવું.
માફક (વી) ઠીક અનુકુળ
નીંદી (ક્રૃ) સાફ કર્યા; કાહા-
ડી નાખી.
ખરીફ (ના) ચોમાંસા પાક-
નું ધાન્ય.

રવી (ના) શીઆળા પાકનું ધાન્ય.
તર (વી) તરપત.
વાવેતર (ના) રોપણી.
રોપા (ના) છોડવા.
ખળી (ના) દાણા કાહાડવાનું ઠેકાણું.
પાર (ના) કણસલાં કંઠી વગેરેમાંથી દાણા કાહાડવાનું ઠેકાણું.
પાંતરાં (ના) છોતરાં.
લાગલગાટ (અ) વરસો વરસ
હેરફેર (વી) વારા ફરતી.
અકેક વરસને અંતરે
એકાદ [વી) એક.
પડતર (વી) ખાલી.
કસ (ન) રસ.

પાઠ ૧૪૮ મો.

અમીર (ના) મોટો માણસ.
પાલણ પોષણ (ના) ગુજરાન
નાહાર (ના) વઘ; ફાડી ખાનારાં જાનવરો.
મસ્ત (વી) જબરા.
છે (ના) દગો, વિશ્વાસઘાત
ઈતબારી (વી) ભરોસાદાર.
ધણીઆણી (ના) બાયડી. બઈરી.
કડકડતી (વી) સખત.
ધણી (ના) શેઠ.
વચન [ના] કબુલાત
ઈલાજ (ના) ઉપાય.
લાચારી (ના) નાચાર.

સાર (ના) મતલબ.
સંકટ (ના) આફત.
પાલણ [ના] પોષણ.

પાઠ ૧૪૯ મો.

ગુલામ (ના) વેચાણ લીધેલો ચાકર.
સિંહ [ના] મોટું ચોપગું જાનવર; જાનવરોનો રાજા.
ભયંકર (વી) બીહામણો
મોતીઆં (ના) હાંઝાંજ.
ઈરાદો (ના) ધારણા.
અસલ (અ) અગાઉ
જુલમ (ના) ગજબ.
વગડો (ના) વન; રાન.
ઢગલે ઢગલા (વી) ઘણુંજ.
રખડી રખડી (ક્રૃ) ભટકી ભટકી.
ભયોભય (અ) ઝપોઝપ
આપ (ના) શકતી
નીરાશ (વી) દલગીર.
શોર (ના) અવાજ.
રાંકડું (વી) દયા ઉપજે એવું ગરીબડું.
અચંબો (ના) નવાઈ
ધીરજ (ના) હિંમત

પાઠ ૧૫૦ મો.

ટાંટીઆ (ના) પગ
સુગેલો (ક્રૃ) સુએલો.
આજારી (વી) માંદો
કરાર (ના) સુખચેન.
માયા (ના) હેત.

ભાઈબંધ (ના) દોસ્તદાર.
ઓચીંતી (અ) એકદમ.
નિર્દય (વી) દયા વગરનો
હવાલે કર્યો (ક્રી) સોંપ્યો
હાકેમ (ના) સરકાર.
જુલમી (વી) સખત જુલમખોર.
કાયદા (ના) ધારા

પાઠ ૧૫૧ મો.

હિંસા (ના) હત્યા
મેદાન [ના] મોટી ખુલ્લી જગા.
કમકમી (ના) ધુજારી
તમાશો (ના) મેળો.
મેદની (ના) ઠઠ.
ઉદાસી (વી) દલગીરી.
ફાળ (ના) ફુદકો.
બરાડા (ના) બુમ; મોટા ઘાંટા
ફાડ (ના) ચીર.
કાચાહૈયાનું = નબળુ પોચુ નરમ.
હોંશ [ના] હોંસા ગત.
તલપ (ના) ડાકું.
લાડ (ના) ગેલ.
જાતિસ્વભાવ (ના) મુળખાંસીઅત.
કથા (ના) વારતા.
માંડીને (ક્રૃ] વીસ્તારીને
વગડાઉ (વી] જંગલના.
વીસરયો (ક્રી) ભુલ્યો.
બદલો (ના) પાડ

પાઠ ૧૫૨ મો

પાંસરા (વી) સીધા.
કડકા (ના) ટુકડા કકડા.
ખોસવી (ક્રી) ઘોંચવી.
અભીમાન (ના) અહંકાર
વહેંચી (કૃ) ભાગપાડી.
પેચ (ના) આંટો.
પોષાક(ના)પહેરવાનાં લુગડાં

**પાઠ ૧૫૩ મો.**

લોભીઓ (ના) લાલચુ માણસ.
બંદર (ના) નદી કે દરીઆ કાંઠે આવેલું શેહેર.
ટંગાવું (ક્રી) લટકાઈ રેહેવું.
ત્રણ પૈસા=ત્રણ દોકડાઆં
ભાવ (ના) કીમ્મત.
પાઈ (ના) એક પાઈ
રાન (ના) જંગલ વન.
રાની (વી) જંગલી.
મફત [વી] પૈસા વગર.
ભરાશે (ક્રી) ભેરશે; અડકાશે
જાળવીને (કૃ) સાચવીને
ઝટકી (કૃ) ઠીંગઈ.

**પાઠ ૧૫૪ મો**

થોભ (ના) પાર; છેડો.
તૃષ્ણા (ના) તરસ.
ધરાવવું (ક્રી) તરપત થવું.
આજીજી (ના) કાલાવાલા ખુશામત.
કોડીશ [ક્રી] મુકીશ.
પંડયાજી (ના) ભટજી.
સામટા (વી) એકદમ એક જથે.
પકડાઈને (કૃ) ઝીકાઈને
અતીશે (વી) ઘણાં.
લોભ (ના) લાલચ.
શોભા (ના) આબરૂ.
સદા (અ) રોજ, નીત્ય.
ધન (ના) પૈસો, દ્રવ્ય.

## ( કવિતાની સમજુતી. ) (૨૧)

જયાં લોભનો છેડો નહી એટલે અતીસે લોભ થાય છે ત્યાં સઘળી શોભા આબરૂ જતી રહે છે. જે માણસ હરેક વાતની તરૂષણાથી રોજ તરસ્યો રહેછે તે કોઇ દાહાડો પૈસાથી ધરાતો નથી.

**પાઠ ૧૫૫ મો.**

કડાકો (ના) અપવાસ.
માસુ (ના) કસર.
ડાવકુ (વી) ડાહ્યું.
નીશા (ના) ખાતરી.
ભક્ષ (ના) સીકાર ખાવાનું
સડક (અ) ધપ પાધરી
મધુરો (વી) સારો.
ચડપ [અ) ઝડપથી.
સુર (ના) ગાવાનો શોર.
ખાલી (વી) અમથા.
ખોળતું (કૃ) શોધતું
દૈવજોગે (અ) પરમેશ્વરના કરવાથી.
રૂપ (ના) શરીરની કાન્તિ.
રૂપાળી (વી) શોભીતી.
ઘાટ (ના) આકાર.
સાદ (ના) અવાજ.
ફુલા (કૃ) ચડી; ફુલાઇ.
ઉપાડી (કૃ) ઉંચકી.

**પાઠ ૧૫૬ મો.**

ટટ્ટુ (ના) નાનો ઘોડો.
મીઓ (ના) મુસલમાન.
બુઢો (વી) ઘરડો.
વાંસે [અ) પાછળ.
ભાગ્ય (ના) નસીબ.
ઘટારત (વી) લાયક.
અસવાર (ના) ઘોડે બેસીને સ્વારી કરનાર.
કઠણ (વી] વજ્જર.
હીંડાડે (ક્રી) ચલાવે.
મેણાં (ના) ઠપકાના બોલ.
બોળુ (ના) ટોળું.

**પાઠ ૧૫૭ મો.**

ગજબ (ના) જુલમ.
રેહેમ (ના) દયા.
ઠબકવું (ક્રી) અટકવું.
જીવાળ(ના)જીવવાળો કસદાર
કોળી (ના) શાંસડી.

અમતી(વી) ઉચરી શકે એવી
આસામી (ના) માણસ.
સાહેતવાર=થોડો વખત.
અવીચારી (વી) વગર ચાર-
નો; અણસમજુ.
વળી (ના) સાકટી-
પછાડી(ના) શરીર અફળાવુંતે
કરાડો (ના) કીનારો, પાણી
માં ઉંડો ખાડો.
બજવાઈને (કૃ) શરમાઈને.
સારૂં નરસું (વી) સારૂ નઠારૂ
રૂડુ (વી) સારૂં.

પાઠ ૧૫૮ મો.

ભુંડુ (વી) ખુરૂં, મીઠું
ભલુ (વી) સારૂં, રૂડું.

કાચરી (ના) પાણીના જોસ-
થી ગળે બોલાય નહી તે.
મોટો (ા) માટીનો કુજો.
મજેના (વી) સારા.
સોબતી (ના) સાથી.
ટકોરા (ના) આંગળીના ટચ-
કારા.
અફાળી (કૃ) પછાડી
ભરી આપ=ચેઠેલા પૈસાઆપ
ન્યાત (ના) જાત.
ખાર (ના) અદાવત.

પાઠ ૧૫૯ મો.

હલકો (વી) તુચ્છ.
પ્રજા (ના) રૈયત.
પરીવાર (ના) વંશ; વીસ્તાર

ધનહીણ (વી) પૈસા વગરના.
કુટુંબી (વી) કુટુંબના.
પીતા (ના) બાપ તાત.
ધનવાન (વી) પૈસાદાર.
સમાન (વી) બરાબર.
અવગુણ (ના) સારાને બદ-
લે નઠારૂં
સુવાસ (ના) સારી ગંધ; સા
રી ખુશબો.
કાળ (ના) રીસ.
આળ (ના) અટકચાળું એ
ડું કામ.
અગ્નાની (વી) અણ સમજુ
દયાળ (વી) રહેમ વાળા

## (કવિતાની સમજુતી.) (૨૨)

આ દુનીઆમાંના બધા લોકો તે પરમેશ્વરની પ્રજા છે, અને આપણે બધા એક કુટુંબના અને તે એક બાપનાં છોકરાં છીઆં છઈએ (૧) તેમાં કોઈ શરીરે કાળા હોય છે ને કોઈ ગોરા હોય છે. તેમ કોઈ ગરીબ હોયછે ને કોઈ પૈસાદાર હોય છે; તે બધાને સરખા ગણવા, કોઈને પણ હલકો ગણવો નહીં. (૨) એ ભુંડાને બદલે ભલુ કરવું (નઠારાના બદલે સારૂ કરવું એ સારા માણસની રીત છે, જેમકે સુખડને સળગાવીને બાળીએ ત્યારે ઉલટી માંહેથી સારી ખુશબો નીકળે છે તેમ (૩) વળી નાનું બચ્ચું જરા બાલ એચે (કાંઈ અટકચાળું.) કરેતો રીસ ચડતી નથી, તેમજ કોઈ અણસમજુ માણસ કાંઈ નુકશાન કરેતો દીલમાં દયા રાખવી ગુસ્સે થવું નહી. (૪)

પાઠ ૧૬૦ મો.

રતીપુર (વી) જરાક.
આફરૂં (વી) કપરૂં.

આપમત (ના) પોતાનું ડા-
હપણ.
પાટણ (ના) ગુજરાતનીઉ-

ત્તરે શહેરછે.
સુળાડાઆં (ના) સુળીયાં.
જોર (ના) મારો, જારીરાખવું

મતલબ (ના) સાર,
પીડાય (ક્રી) દુઃખી થાય.

**પાઠ ૧૬૧ મો.**

ઉપયોગ (ના) ખપ; વાપરવું.
માતબર (વી) ફાયદ રૂપ.
નરાજ (ના) કોશ.
સુરંગ (ના) નેહેર; ભોંયમાં ખાડો ખોદી માંહે દારૂભરી સળગાવે છે તે.
ચર (ન) પડ
ભાગળ (ના) દરવાજા જેવું
ખડકો (ન) આંણ કે સમુદ્રની નાચે આવેલા મજબુત પથરા.
ભડાકા (ના) અવાજો.
મીશ્ર (ના) ભેગ.
વખાર (ના) માલ ભરવાનું કાઠું.
ગાળે (ક્રી) રસ કરે.
જુદી (વી) છુટી, નોખી.

## ગુજરાત દેશનો સંક્ષીપ્ત ઇતિહાસ.

---

### ચાવડા વંશ.

આપણા ગુજરાતમાં જુનામાં જુનુ રાજય વલભીપુરનુ ગણાયછે એ વલભીપુર કાઠીઆવાડ વિભાગમાં ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર વળા કરીને ગામ છે તેના થડમાં હતું. એ રજપુત રાજયની મોટી રાજધાની હતી. એ રાજય કયાંથી ને કયાંસુધી ચાલ્યું તે નક્કી માલમ પડતુ નથી, પણ કેટલા એક લેખ ઉપરથી એમાં પાંચમો રાજા શીલાદીત્ત થયો ત્યારથી એ રાજયની કેટલીએક હકીકત જણાઇ આવે છે એ શીલાદીત્ત રાજા ઈ૦ સ૦ ૩૨૯ માં લડાઇ માં મરાયો. એ રાજા વેદધર્મીને શિવમાર્ગી હતો ને પૈસાની વાતમા બહુ કંજુશ હતો અને તેજ શબબથી એ વલ્લભીપુરનો નાશ થયો હોય એમ લાગે છે. વલભીપુરનાં નાશ થવાનાં કારણ બે કેહે છે. એક તો લોકો એમ કહે છે કે વલભીપુરની પાસે ઇસાવાળાના ડુંગર આગળ એક સાધુ પોતાના ચેલા સાથે ઉતર્યો હતો. તે સાધુ પછી વલભીપુરમાં ભીખ માગવા ગયો પણ કોઈએ તેને ભીખ આપી નહીં તેથી તેણે શ્રાપ દઇ કહ્યું કે એ શહેર ઉંધું વળજો ને ધુળ મળજો, તે કેહેતાંજ વલભીપુર દટાઇ ગયુ ને તેનો નાશ થયો.

કારણ એ કહેછે કે એ વલભીપુરમાં મારવાડના પાલી શેહેરથી કોઇ કકુ વેપારી આવીને વસ્યો હતો. તેની છોકરી પાસે જડાવ સોનાની કાંગસી હતી તે એક દીવસે ઉપલા શીલાદીત્ય રાજાની છોકરીએ જોઇ તેથી

તે કાંઇકી જોર જુલમથી શિલાદીતે તેની પાસેથી લઇ લીધી, તેથી તે કાકુ વેપારી મલેચ્છ લોકો પાસે ગયો અને તેમને એક લાખ શોનૈયા આપવાની કબુલાત કરીને શિલાદીત્ત રાજા ઉપર ચઢાઈ કરાવી. જેમાં શિલાદીત્ત માર્યો ગયો. અને વલભીપુરનો નાશ થયો. તેનો નાશ થયા પછી ચાવડા વંશના રજપુત રાજાઓએ ગુજરાતમાં રાજ્ય કર્યું વલભીપુર પછી એ રાજ્યની ગાદી કચ્છના રણ આગળ ઝીંઝુવાડાની પાસે પંચાસર નગર છે. ત્યાં સ્થાપવામાં આવી ત્યાં ચાવડાવંશનો પહેલો રાજા જયશીખરી ઇ૦સ૦ ૬૯૬ થી રાજ્ય કરવા લગ્યો. એ રાજાના પાશે ઘણીજ દોલત હતી. અને તેની રાણી રૂપસુંદરી ઘણીજ રૂપાળી હતી. એ વેળા કનોજ દેશમાં કલ્યાણ નગર છે. ત્યાં સોલંકી વંશનો ભુવડ નામે મોટો બળવાન અને પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો તેને જયસીખરીના મોટાઇ તથા બળની વાત કને પડી. તથા ગુજરાત દેશની આબાદાનીની ઘણીક વાતો એક શંકર (નામના કવીને મોડે તેણે સાંભળી. તથા તેણે જય શીખરીની સામાં લડવાનું નક્કી કીધું. અને પછી તેની સાથે મોટી લડાઈ કરી તે લડાઈ બાવન દીવસ સુધી ચાલી. તેમાં આખરે જયસીખરી હાર્યો. ને માર્યો ગયો, ને ગુજરાતનુ રાજ્ય ભુવડ રાજાને હાથ આવ્યું.

હવે જયશીખરી લડાઇમાં મરાયો ત્યારે તેની રાણી રૂપસુદરી ગર્ભવંતી હતી તેને જયશીખરીએ મરતાં પેહેલાં તેના ભાઇ સુરપાળ સાથે વનમાં મોકલી દીધી હતી હવે સુરપાળ તેને ત્યાં મુકીને પાછો ફરતાં પોતાના બનેવી જયશીખરીના મરણની વાત તેણે સાંભળી એટલે તે સોરઠના ડુંગરમાં ભગાઇ રહયો. હવે ત્યાં પેલી રૂપસુંદરીએ વનમાં ફળ ફુલ ખાઇને દાહાડા કાહાડયા. ત્યાં એક ભીલડીએ તે બાઇનું રક્ષણ કર્યું. બાદ થોડેક દાહાડે રૂપસુદરીને છોકરો અવતર્યો. એ છોકરો વનમાં અવતર્યો. માટે એનુ નામ તેણે વનરાજ (વનનો રાજા) પાડયું વનરાજ છ માસનો થયો તે વારે એક શીલગુણસુરી નામનો ગોરજી ત્યાં આવ્યો તે જયશીખરી ની રાણી તથા વનરાજને પોતાને ઘેર તેડી ગયો. ને ત્યાં વનરાજને ઉછેરીને મોટો કર્યો.

એ વનરાજ આગળ જતાં મોટો શુરો ને મનજણો થયો. એટલે પ-છી તેણે પોતાના મામા સુરપાળ અને બીજાઓની મદદથી પોતાના બા-પનું ગયલું રાજ્ય પાછું મેળવ્યું ને ઈ૦ સ૦ ૭૪૬ માં એટલે સંવત ૮૦૨ ની શાલમાં અણહીલવાડ નગર વસાવ્યું ને ત્યાં પોતની રાજધાની કરી. અણહિલવાડને હાલ સિદ્ધપોર પાટણ કહે છે ને તે ગુજરાતમાં સરસ્વતી નદી ઉપર છે.

કોઈ અણહીલ નામના ભરવાડે વનરાજને જવા આવવાના રસ્તા બ-તાવેલા તે ઉપરથી વનરાજે પોતાની રાજધાનીનું નામ અણહીલ વાડ પા-ડ્યું શ્રી દેવી નામની કોઇ સ્ત્રીએ વનરાજની ચાકરી કરી હતી તેથી તે બાઇ પાસે ગાદીએ બેસતી વખત વનરાજે તિલક કરાવ્યું; અને ચાંપો નામે વેપારી આગળ તેનો કારભારી હતો તેને વનરાજે પોતાનો પ્રધાન બનવ્યો. એ ચાંપાએ ચાંપાનેર શેહેર વસાવ્યું ચાંપાનેર શહેર રેવા કાંઠામાં હાલોલ કસબાની પાસે છે. વનરાજ ૬૦ વરસ રાજ્ય કરીને ઈ૦ સ૦ ૮૦૬ માં મ-રણ પામ્યો.

જેમ જયશીખરી પછી તેનો છોકરો વનરાજ ગાદીએ બેઠો; તેમ વ નરાજ પછી તેનો છોકરો યોગ્યરાજ ગાદીએ બેઠો, યોગ્યરાજ પછી તેનો છોકરો ખેમરાજ, ખેમરાજ પછી તેનો છોકરો ભુવડ. ભુવડ પછી તેનો છોકરો વિજયશીંગ, વિજયસિંગ પછી તેનો છોકરો રતનાદીત્ત અને ર-ત્નાદીત્ત પછી તેનો છોકરો શામતશીંગ ગાદીએ બેઠો.

વનરાજ મોટો જોરાવર ને બહાદુર રાજા થઇ ગયો યોગ્યરાજ ઘણો ભણેલો હતો. ને તીરમારવાનું કામ સારૂ જાણતો હતોને તેણે ઉપજમા વધારો કીધો હતો. ખેમરાજ જરા મીજાજી સ્વભાવનો હતો. ને તેણે પણ દેશની દોલત વધારી હતી. રત્નાદીત્ત સાચોને સારા ગુણવાળો માણસ હતો. સામતશીંગ સારો મા-ણસ હતો નહી, હમણાં બોલે કાંઇ તો ફરીને બોલે જુદુ, સામતશીંગ ચાવડા વંશમાં છેલો રાજા થઇ ગયો ચાવડા વંશ ઈ સ. ૬૯૬ થી સન ૯૪૨ સુધી એટલે ૨૪૬ વરશ ચાલ્યો. ચાવડા વંશમાં બધા મળીને આઠ રાજા થઈ ગયા. તેમનાં નામ તથા રાજ કર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | કયારે ગાદીએ બેઠા. | કયારે ગાદીપરથી ઉઠયો. | કેટલાં વરસ રાજ્ય કીધું |
|---|---|---|---|
| જયશીખરી. | ઈ૦ સ૦ ૬૯૬ | .....૭૪૬..... | ..........૫૦ |
| વનરાજ. | ઈ૦ સ૦ ૭૪૬ | .....૮૦૬..... | ..........૬૦ |
| યોગ્યરાજ. | ઈ૦ સ૦ ૮૦૬ | .....૮૪૨..... | ..........૩૬ |
| ખેમરાજ. | ઈ૦ સ૦ ૮૪૨ | .....૮૬૬..... | ..........૨૪ |
| ભુવડ. | ઈ૦ સ૦ ૮૬૬ | .....૮૯૫..... | ..........૨૯ |
| વિજયશીંગ. | ઈ૦ સ૦ ૮૯૫ | .....૯૨૦..... | ..........૨૫ |
| રત્નાદીત્ત. | ઈ૦ સ૦ ૯૨૦ | .....૯૩૫..... | ..........૧૫ |
| સામતશીંગ. | ઈ૦ સ૦ ૯૩૫ | .....૯૪૨..... | ..........૭ |

## ( પરિક્ષાના સવાલો. )

ગુજરાતમાં 'જુનામાં જુનું' રાજય કયું ગણાય છે? વલભીપુર નગર કેણી તરફ છે? વલભીપુર કયા રાજયની રાજધાની હતી? વલભીપુરનું રાજય કયાંથી તે કયાં સુધી ચાલ્યું? શીલાદિત્ત રાજા કયા સનમાં મરણ પામ્યો? શીલાદીત રાજા કયો ધર્મ માનતો હતો ને તે કેવો હતો? વલભીપુરનો નાશ થવાનું કારણ શું? વલભીપુરનો નાશ થવાનું બીજું કારણ લોકો શું કહે છે? વલભીપુરનો નાશ થયા પછી કયા રાજાઓએ ગુજરાતમાં રાજય કરયું? વલભીપુર પછી ગુજરાતની ગાદી કયા નગરમાં આવી? પંચાશર નગર કેણી તરફ છે? પંચાશરમાં ચાવડા વંશનો પેહેલો રાજા કયો થયો? જયશીખરીપાસે કેટલી દોલત હતી? જયશીખરીના બાપડીનું નામ શું? રૂપસુંદરી દેખીતી કેવી હતી? જયશીખરી પંચાશર નગરની ગાદીએ બેઠો તે વારે કનોજ દેશના કલ્યાણ નગરમાં કયો રાજા રાજ કરતો હતો? ભુવડ રાજા કેવો હતો? ભુવડ રાજા જયશીખરી સાથે લડાઈ કરવાને સાથી ઉઠેરયો? ભુવડ રાજાને ને જયશીખરીને પછી લડાઈ થઈ કે નહી? તે લડાઈ કેટલા દીવશ સુધી ચાલી? તે લડાઈમાં કોણ હારયું ને કોણ જીત્યું? પછી ગુજરાતનું રાજય કોને હાથ આવ્યું? જયશીખરી ભુવડ રાજા સાથે લડાઈમાં મરાયો ત્યારે તેની રાણી રૂપસુંદરી કેવી હાલતમાં હતી? તે રૂપસુંદરીને જયશીખરીએ મરતાં પેહેલા કયાં મોકલી દીધી હતી? સુરપાળે

જયશીરીના મરણની વાત સાંભળી ત્યારે તે ક્યાં ભરાઈ રહયો? રૂપસુંદરી વનમાં શું ખાતી હતી? રૂપસુંદરીની બરદાશ વનમાં કોણે લીધી હતી? રૂપસુંદરીને દહાડા હતા તો તેને શું અવતર્યું? વનરાજ શાથી નામ પડયું? વનરાજ વનમાં છ મહીનાનો થયો ત્યારે તેને કોણ તેડી ગયું? રૂપસુંદરી પછી ક્યાં ગઈ? વનરાજ આગળ જતાં કેવો રાજા થયો? વનરાજે પછી પોતાના બાપનું ગયેલું રાજ્ય પાછું મેળવ્યું કે નહીં? વનરાજે પાછું રાજ્ય મેળવ્યું તો કોની મદદથી મેળવ્યું? વનરાજે કયું નગર વસાવ્યું વનરાજે અણહિલવાડ કઈ શાલમાં વસાવ્યું? વનરાજે પોતાની રાજધાની ક્યાં કરી? અણહિલવાડને હાલ શું કહેછે? સીદ્ધપોર પાટણ કેણી તરફ છે? વનરાજે પોતાની રાજધાનીનું નામ અણહિલવાડ કેમ પાડયું? વ-નરાજ ગાદીએ બેઠો ત્યારે તિલક કઈ બયડી પાસે કરાવ્યું? તે બયડી પાસે તીલક કરાવવાનું શું કારણ? વનરાજે ગાદીએ બેસતી વખત પ્રધાન કોને બનાવ્યો હતો? ચાંપા પ્રધાને કયું શેહેર વસાવ્યું? ચાંપાનેર કેણી તરફ છે? વનરાજે કેટલાં વરસ રાજ્ય કીધું? વનરાજ કઈ સાલમાં મરણ પામ્યો? જયશીખરી પછી કોણ ગાદીએ બેઠું? યોગરાજ પછી કોણ ગાદીએ બેઠું? ખેમરાજ પછી કોણ ગાદીએ બેઠું? ભુવડ પછી કોણ ગાદીએ બેઠું? વિ-જયસિંગ પછી કોણ ગાદીએ બેઠું? રતનાદીત પછી કોણ ગાદીએ બેઠું? વનરાજ કેવો રાજા થઈ ગયો? યોગરાજ કેવો રાજા હતો ને તે શું કામ જાણતો હતો? ખેમરાજ કેવી રીતનો માણસ હતો? રતનાદીત કેવો માણસ હતો? સામતસિંગ સારો માણસ હતો કે નહીં? ચાવડા રજપુતોમાં છેલ્લો રાજા કોણ થઇ ગયો? ચાવડા વંશ કેટલા વરસ સુધી ચાલ્યો? ચાવડા વંશમાં બધા મળીને કેટલા રાજા થઇ ગયા? ચાવડા વંશના આઠે રાજા ક્યારે ગાદીએ બેઠા, ક્યારે ગાદી ઉપરથી ઉઠયા, ને દરેક જણે કેટલાં વ-રસ રાજ્ય કીધું તે સામટું કહી જાઓ?

## શોલંકી વંશ.

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસીંગને પેટે કાંઇ છોકરું નહી એ-ટલે ચાવડા વંશના રાજ્યની ગાદી સોલંકી વંશમાં ગઈ. એવી રીતે કે

સામતસિંગની બેહેન લીલાદેવી કરીને હતી તે કનોજના રાજા ભુવનાદિત્યના છોકરા રાજ સાથે પરણી હતી. તે લીલાદેવીને મુળરાજ નામે છોકરો થયો. એ મુળરાજ મુળ નક્ષત્રમાં જન્મ્યો તેથી તેનું નામ મુળરાજ પાડ્યું. એ મુળરાજે પોતાના મામા સામતસિંગને મારી નાંખ્યો ને તેની ગાદીએ ઈ૦ સ૦ ૯૪૨ માં બેઠો તે વારે ઉત્તરેથી અજમેરનો રાજા ચઢી આવ્યો. અને દક્ષિણથી તેલંગણના રાજાએ પોતાના સરદાર બાર્પને સ્વારી કરવા મોકલ્યો, તેમાં મુળરાજે અજમેરના રાજાને તો કાંઇક ધન આપીને પાછો વાળ્યો. અને સરદાર બાર્પને લડાઇમાં હરાવી નસાડી મુકયો. ત્યાર પછી મુળરાજે સોરઠના રાજા ઉપર ચઢાઇ કરીને તેને હરાવી પોતાની આણ મનાવી અને તેની મદદે આવેલા કચ્છના રાજા લાખાને માર્યો. મુળરાજે કેટલાએક શિવાલય બંધાવ્યાં, અને સિદ્ધપોરમાં એક મોટું રૂદ્રમાળ દેહરૂ બંધાવ્યું, અને ઔદીચ બ્રાહ્મણોને ગુજરાતમાં વસાવ્યા, એ મુળરાજ સોલંકી વંશમાં પેહેલો રાજા લોભી તેમ પરાક્રમી હતો. તે ૫૫ વરસ રાજ્ય કરીને ઈ૦ સ૦ ૯૯૭ માં મરણ પામ્યો.

મુળરાજ પછી તેની ગાદીએ તેનો છોકરો ચામુડ બેઠો. ચામુડને ત્રણ છોકરા હતા ( વલ્લભસેન, દુર્લભસેન, ને નાગરાજ ) તેમાં ચામુડે ૧૩ વરસ રાજ્ય કરીને પોતાના મોટા છોકરા વલ્લભસેનને ગાદી સોંપી ને પોતે કાશીએ જઇ રહયો, વલ્લભસેન થોડા મહિના રાજ્ય ભોગવી સેવડના રોગથી મરણ પામ્યો. એ વલ્લભસેન પછી તેની ગાદી તેના ભાઇ દુર્લભસેનને મળી, દુર્લભસેને સારી રીતે રાજ્ય ચલાવ્યું. દેશની આબાદાના કરી, અને તળાવ દેહેરાં બંધાવ્યાં તથા બીજાં ધર્મના કામો કીધાં.

દુર્લભસેન પછી ચામુડના ત્રીજા છોકરા નાગરાજનો છોકરો ભીમદેવ આદિએ બેઠો. એ ભીમદેવના વખતમાં ગિજનીના સુલતાન મહમુદ બાદશાહે ઈ૦ સ૦ ૧૦૨૪ માં ગુજરાત ઉપર સ્વારી કરી તેથી ભીમદેવ નાઠો. ને મહમુદે કાઠીઆવાડની નૈરૃત્ય દિશાએ પ્રભાશપાટણમાં સોમનાથનું દેહરૂ છે તે લુંટી લીધું, ને ત્યાંથી બહુ પૈસો મેળવી પોતાના દેશ તરફ ચાલતો થયો. એ ભીમદેવના વખતમાં વીમળશાહ નામે પૈસાદાર શ્રાવકે આબુ ઉપર

અને આરાસુર ઉપર સારાં આરસપાહાણનાં જૈન ધર્મનાં દેહેરાં બંધાવ્યાં. ભીમદેવ માહા બાંહાવળી ને જોરાવર રાજા હતો. તેને ત્રણ છોકરા હતા. (કરણ, ખેમરાજ ને મુળરાજ,) તેમાં ભીમદેવ ૫૦ વરસ રાજ્ય કરીને ઈ૦ સ૦ ૧૦૭૨ માં પોતાના છોકરા કરણને રાજ્ય સોંપી પોતે તિર્થવાસી થયો. કરણ રાજા ગાદીએ બેઠો પછી તેણે ધંધુકા, મેહેવાસ વગરેના કોળી રાજાઓને વશ કર્યા તેથી એના વખતમાં લડાઈઓ થઈ નથી. એ કરણ રાજાએ પાટણની દક્ષિણે મોઢેરા ગામછે ત્યાં કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું, તથા કરણાવતી નામે શેહેર વસાવ્યું, એ કરણાવતી શહેર કયાંછે? તે માલુમ પડયું નથી કરણરાજા દક્ષિણ માંહેલા ચંદરાવતી નગરના રાજા રાજકેશીની છોકરી મીનળદેવી સાથે પરણ્યો હતો. તેને સીદ્ધરાજ નામે કું-વર થયો એ સીદ્ધરાજ ૧૧ વરસનો થયો એટલે કરણ રાજા મરણ પાંમ્યો. સીદ્ધરાજની નાની ઉમ્મરમાં બાપ મરણ પામ્યો તેથી થોડાં વરસ સીદ્ધરાજની મા મીનળદેવીએ રાજ્ય ચલાવ્યું એ મીનળદેવીએ અમદાવાદ જીલાના વીર-મગામ કસ્બામાં મુનસર ને ધોળકા કસ્બામાં મલાવ એવાં બે તળાવો બંધા-વ્યાં. સીદ્ધરાજ નાનો હતો ને તેની મા મીનળદેવી રાજ ચલાવતી હતી. તે વ-ખત માળવાના રાજા યસોવરમાને એ રાજ્યપર ચઢાઈ કરી પણ પાછળથી શી-દ્ધરાજ તેની સાથે ૧૨ વરસ સુધી લડયો ને અંતે તે યસોવરમાન રાજાને હરાવી ને કેદ કીધો. વળી કોઈ કુંભારને ત્યાં ઉછરેલી છોકરી નામે રાણકદેવી કરીને હતી, તેની સાથે સિદ્ધરાજનો વિવાહ થયેલો હતો. તે કુંવરીને સોરઠ નો રાજા રાખેંગાર જોર જુલમથી લઈ જઈને પરણ્યો; તેથી તે કન્યા પાછી લેવાસારૂ સિદ્ધરાજે તે સોરઠના રાજા રાખેંગાર સાથે મોટી લડા-ઈ કરી, તેમાં રાખેંગાર હાર્યો ને સિદ્ધરાજ રાણકદેવીને પાછી આણી; પણ પછી તે રાણી રાણકદેવી પાછી સિધ્ધરાજ સાથે પરણી નહીં. વઢવાણ આગળ સતી થઈને બળી મુઈ. સિધ્ધરાજે પાટણમાં સહસ્ર-લિંગ તળાવ બંધાવ્યું, અને સિધ્ધપુરમાં રૂદ્રમાળ બંધાવ્યું, ને બીજાં ધર્મનાં કામો કરીને લોકોને સુખી કર્યા તેથી તેની ઘણી નામના થઈ. સિધ્ધરાજ એ હિંદુ રાજાઓમાં સૌથી મોટો વિદ્વાનઅને પ્રતાપી રાજા

થઈ ગયો. તેણે રઈયતને સુખ થાય એવી રીતે રાજ ચલાવ્યું તેથી હાલ તેને સિદ્ધરાજ જયસિંહ કે સિદ્ધરાજેસંગ કહેછે. એ રાજા ૪૯ વરસ રાજ્ય કરીને સન ૧૧૪૩ માં મરણ પામ્યો.

સિદ્ધરાજને કાંઈ છોકરો હતો નહી તેથી તેનું રાજ્ય તેના ઓરમાન કાકા ખેમરાજના વંશમા ગયું. ખેમરાજને દેવપ્રસાદ કરીને છોકરો હતો, દેવપ્રસાદને ત્રિભોવનપાળ કરીને છોકરો હતો, અને ત્રિભોવનપાળ ને મહીપાળ, કીરતીપાળ ને કુમારપાળ એવા ત્રણ છોકરા હતા. તેમાં સિદ્ધરાજ પછી તેની ગાદીએ તે ખેમરાજના છોકરાનો છોકરો, ને તેનો છોકરો કુમારપાળ બેઠો. કુમારપાળને ગાદીએ બેસાડવાની મરજી હતી નહી પણ સિદ્ધરાજ મુવા પછી તેના પ્રધાનોએ કુમારપાળને ગાદીએ બેસાડયો. એ કુમારપાળે ઘણાં શિવાલય તથા પારસનાથનાં દેહેરાં બંધાવ્યાં. એ રાજા ૩૧ વરસ રાજ્ય કરીને રકત પીતના રોગથી મરણ પામ્યો, અને કેટલાક કહેછે કે તેના ભત્રિજા અજેપાળે ઝેર દેઈને તેને મારી નાંખ્યો. કુમારપાળ પછી તેનો ભાઈ મહીપાળનો છોકરો અજેપાળ ગાદીએ બેઠો. એ રાજા વૈશ્નવ ધર્મને માનતો તેથી જૈન ધર્મનાં ઘણાંક દેહેરાં તેણે તોડાવી નાંખ્યાં એને રાજ્ય કરતાં ત્રણ વરસ થયાં એટલામાં એની દેવડીના કોઈ માણસે કટાર મારી એનો જીવ લીધો. એ અજેપાળ પછી તેની ગાદીએ તેનો નાનો છોકરો મુળરાજ બેઠો. એ મુળરાજને બચપણમાં ગાદી મળી તેથી તેનું નામ બાળમુળરાજ પડયું. એની નાની ઉમ્મરને લીધે થોડી મુદત એની માએ રાજ્યનો વહિવટ ચલાવ્યો. એ બાળ મુળરાજના વખતમાં મહમદ શાહબુદીન ગોરી નામના મુસલમાન બાદશાહે ગૂજરાત ઉપર ચઢાઈ કરી હતી પણ તેને બાળમુળરાજના કાકા ભોળા ભીમદેવે હરાવીને પાછો કહાડયો. બે વરસ સુધી બાળમુળરાજનું રાજ્ય ફકત નામનું ચાલ્યું. પછી તેની ગાદીએ તેનો કાકો ભીમદેવ બેઠો. એ ભીમદેવ રાજા ચઢાઉ ને અવીચારી હતો તેથી તેને ભોળો ભીમદેવ કહેછે. એ ભોળા ભીમદેવને ને દીલ્લીના ચોહાણ જાતના પૃથુરાજને મોટી લડાઈ થઈ

હતી, કારણ કે પૃથુરાજનો વીવાહ જે આબુના રાજાની છોકરી સાથે થ-
યો હતો તે કન્યા ભોળાભીમને જોઈતી હતી; પણ તેમાં ભોળોભીમ હાર્યો
ને તેનું કાંઇ ચાલ્યું નહી ભોળોભીમ ૬૩ વરસ રાજ્ય કરીને મરણ પા-
મ્યો ત્યાર પછી તેની ગાદીએ ત્રીભોવનપાળ બેઠો. એ ત્રીભોવનપાળ
સોલંકી વંશનો છેલ્લો રાજા થઇ ગયો. તેણે ફક્ત બેજ વરસ રાજ્ય
કીધું એટલામાં વાઘેલા વંશના વિશળદેવ રાજાએ તેને ગાદી ઉપરથી
ઉઠાડી મુકયો, ને પછી એ સોલંકીના રાજ્યપર વાઘેલા રાજાની સત્તા
બેઠી. ત્રિભોવનપાળ રાજાના વખતમાં કાંઇ જાણવા જોગ બીના બની
નથી. સોલંકી વંશ ઇ૦સ૦ ૯૪૨ થી સન ૧૨૪૪ સુધી એટલે ૩૦૨
વરસ ચાલ્યો સોલંકી વંશમાં બધા મળીને ૧૨ રાજા થઇ ગયા તેમનાં
નામ, તથા રાજ્ય કર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | | કયારે ગાદીએ બેઠો. | કયારે ગાદીપરથી ઉઠયો. | કેટલાં વરસ રાજ્ય કીધું |
|---|---|---|---|---|
| મુળરાજ. | ઇ૦ સ૦ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ. | ઇ૦ સ૦ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| વલ્લભસેન | ઇ૦ સ૦ | ૧૦૧૦ | ૧૦૧૦ | થોડા મહીના |
| દુલ્લભસેન | ઇ૦ સ૦ | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ભીમદેવ | ઇ૦ સ૦ | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| કરણ. | ઇ૦ સ૦ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| શીદ્ધરાજ. | ઇ૦ સ૦ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમરપાળ. | ઇ૦ સ૦ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ. | ઇ૦ સ૦ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બા. મુળરાજ. | ઇ૦ સ૦ | ૧૧૭૭ | ૧૧૭૯ | [illegible] |
| ભો. ભીમદેવ. | ઇ૦ સ૦ | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ત્રિભોવનપાળ. | ઇ૦ સ૦ | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨. |

## પરિક્ષાના સવાલો.

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંહને પેટે શું છોકરાં હતાં?

સામતસિંગ મુવા પછી ચાવડા વંશની ગાદી કયા વંશમાં ગઈ ? સામતસિંગની બેહેનનું નામ શું ? લીલાદેવી કોની સાથે પરણી હતી ? મુળરાજ કોનો છોકરો ? મુળરાજ શાથી નામ પડ્યું ? સામતસિંગ પછી તેની ગાદીએ કોણ બેઠું ? મુળરાજ સામતસિંગનો શું સગો થાય ? મુળરાજને સામતસિંગે ખુસીથી ગાદી ઉપર બેસાડયો કે ? મુળરાજ કયા વંશમાં સામતસિંગની ગાદીએ બેઠો ? મુળરાજ ગાદીએ બેઠો ત્યારે કયા કયા રાજા ચઢી આવ્યા ? પછી તે રાજાઓએ શું કીધું ? ત્યાર પછી મુળરાજે કયાં ચઢાઈ કરી ને કોને માર્યો ? મુળરાજે ધર્મનાં શું શું કામો કીધાં ? કઈ જાતના બ્રાહ્મણોને મુળરાજે ગુજરાતમાં વસાવ્યા ? મુળરાજ કેવો રાજા હતો ? મુળરાજે કેટલાં વરસ રાજ કીધું ને કઈ સાલમાં મરણ પામ્યો ? મુળરાજ પછી તેની ગાદીએ કોણ બેઠું ? ચામુડને કેટલા છોકરા હતા તેનાં નામ દેઓ ? ચામુંડ પછી તેની ગાદીએ કોણ બેઠું ? વલભશેને કેટલાં વરસ રાજ કીધું ? વલ્લભશેન શાથી મરણ પામ્યો ? વલ્લભશેનની ગાદી કોને મળી ? દુર્લભશેને કેવી રીતે રાજ ચલાવ્યું ને શું શું કામો કીધાં ? દુર્લભશેન પછી કોણ ગાદીએ બેઠું ? ભીમદેવના વખતમાં કયા બાદશાહે ગુજરાત ઉપર સ્વારી કરી હતી ? કયા વરસમાં સ્વારી કરી હતી ? તેમાં ભીમદેવનું શું થયું ? સુલતાન મહમુદે પછી કયું દેહરૂ લુટ્યું ? તે દેહેરામાંથી શું શું તેણે લુટી લીધું ? સોમનાથનું દેહેરૂ કેણી તરફ છે ? ભીમદેવના વખતમાં આબુ ઉપર ને આરાસુર ઉપર કોણે દેહરાં બંધાવ્યાં ? ભીમદેવ કેવો રાજા હતો ? ભીમદેવને કેટલા છોકરા હતા તેનાં નાંમ દેઓ ? ભીમદેવે કેટલાં વરસ રાજ કીધું. ને કયા સાલમાં રાજની ગાદી છોડી ? ભીમદેવે રાજની ગાદી કોને સોંપી ? કરણ રાજાએ ગાદીએ બેઠા પછી તેણે [illegible] લોકોને વસ કર્યા ? કરણ રાજાના વખતમાં લડાઈઓ કેવી થઈ ? કરણ રાજાએ કયું તળાવ બંધાવ્યું ને કયું શેહેર વસાવ્યું ? કરણસાગર તળાવ કયાં છે ? કરણાવતી શેહેર કયાં છે ? કરણ રાજા કોના સાથે પરણ્યો હતો ? કરણ રાજાના છોકરાનું નામ શું ? સિદ્ધરાજ કેટલાં વરસનો થયો ત્યારે કરણ મરણ પામ્યો ? સિધરાજ નાની ઉમરનો હતો ને તેનો બાપ

મરણ પામ્યો. ત્યારે થોડાં વરસ રાજ્ય કોણે ચલાવ્યું ? સીદ્ધરાજની માનું નામ શું ? મીનળદેવીએ ક્યાં ક્યાં તળાવો બંધાવ્યાં ? મીનળદેવી રાજ્ય ચલાવતી હતી તે વારે તેના રાજ્ય ઉપર કોણે ચઢાઈ કરી હતી ? પછી તે યશોવરમાના રાજાનું શું થયું ? સિદ્ધરાજનો વીવાહ કોની સાથે થયો હતો ? રાણકદેવી કોની છોકરી હતી ? રાણકદેવીને કોણ પરણી જઈ ગયું હતું ? રાણકદેવીને સારૂ કોંને કોંને લડાઈ થઈ હતી ? સોરઠના રાજા પાશેથી રાણકદેવી સિદ્ધરાજને હાથ આવી કે નહીં ? સિદ્ધરાજે ક્યાં તળાવ બંધાવ્યાં, અને રૂદ્રમાળ ક્યાં બંધાવ્યું ? સિદ્ધરાજની નામના શાથી થઈ ? સિદ્ધરાજ એ હિંદુ રાજાઓમાં કેવો રાજા થઈ ગયો. સિદ્ધરાજને સિદ્ધરાજ જયસીંહ અથવા સધરા જેસંગ કેમ કહે છે ? સિદ્ધરાજે કેટલાં વરસ રાજ્ય કીધું. ને કઈ શાલમાં મરણ પામ્યો. સિદ્ધરાજને કેટલા છોકરા હતા ? સિદ્ધરાજને કાંઈ છોકરૂ હતું નહીં ત્યારે તેની ગાદી કોના વંશમાં ગઈ ? ખેમરાજને કેટલા છોકરા હતા ? દેવપ્રસાદને કેટલા છોકરા હતા ? ત્રીભોવનપાળને કેટલા છોકરા હતા ? સિદ્ધરાજ પછી તેની ગાદીએ કોણ બેઠું ? સિદ્ધરાજની મરજી કુમારપાળને ગાદીએ બેસાડવાની ખરી કે નહીં ? કુમારપાળને સિદ્ધરાજની ગાદીએ કોણે બેસાડ્યો ? કુમારપાળે શું શું ધર્મોનાં કામો કીધાં ? કુમારપાળે કેટલાં વરસ રાજ કીધું ? કુમારપાળ શા કાકારણથી મરણ પામ્યો ? કુમારપાળ પછી તેની ગાદીએ કોણ બેઠું ? અજેપાળ કયો ધર્મ પાળતો હતો ? અજેપાળને કોણે મારી નાંખ્યો ? અજેપાળ પછી કોણ ગાદીએ બેઠું ? બાળમુળરાજ શાથી નામ પડ્યું ? બાળમુળરાજના વખતમાં કયા મુસલમાન બાદશાહે ગુજરાત ઉપર ચઢાઈ કરી હતી ? પછી તે ચઢાઈમાં શું થયું ? બાળમુળરાજે કેટલાં વરસ રાજ કીધું ? બાળમુળરાજ પછી તેની ગાદીએ કોણ બેઠું ? ભીમદેવને ભોળો ભીમ શાથી કહે છે ? ભોળા ભીમદેવને કોની સાથે લડાઈ થઈ હતી ? શા કારણથી ભીમદેવને પૃથુરાજ સાથે લડાઈ કરવી પડી હતી ? પછી ભીમદેવનું તે લડાઈમાં શું થયું ? ભોળોભીમ કેટલાં વરસ રાજ કરીને મરણ પામ્યો. ભોળાભીમની ગાદીએ કોણ બેઠું ? સોલંકી વંશમાં છેલ્લો રાજા કોણ થઈ

ગયો ? ત્રિભોવનપાળે કેટલાં વરસ રાજ કીધું ? ત્રિભોવનપાળને ગાદી ઉપર
થી કોણે ઉઠાડી મુકયો ? શોળંકી વંશ પછી કયા વંશપછી કયા વંશના
રાજાઓ થયા ? ત્રિભોવનપાળના વખતમાં શું શું જાણવા જોગ બીના બ-
ની ? સોળંકીવંશ કેટલાં વરસ ચાલ્યો ? શોળંકી વંશમાં બધા મળીને કે-
ટલા રાજાઓ થઇ ગયા ? શોળંકી વંશના બારે રાજા કયારે ગાદીપર બેઠા,
કયારે ગાદીપરથી ઉઠયા, ને દર એક જણે કેટલાં વરસ રાજ કીધું તે સા-
મટું કહી જાઓ ?

## ( વાઘેલા વંશ )

કોઇ વાઘેલો રજપુત લવણપ્રસાદ વાઘેલા ગામમાં રેહેતો હતો તેથી
વાઘેલા વંશ નામ પાડયું એ લવણપ્રસાદ વાઘેલા વંશના બીજા ભીમદેવ
રાજાનો પ્રધાન બન્યો હતો. પાછળથી એકેકને અણ બનાવ થયો તેથી લ-
વણ પ્રસાદે બંડ ઉઠાવી તેનો મુલક બધો કબજે કરી લીધો. એ લવણ
પ્રસાદને વીરધવળ નામે પરાક્રમી છોકરો હતો તેણે બાપના રાજમાં વધારો
કરયો. એ વીરધવળને વસ્તુપાળ ને તેજપાળ એવા બે પ્રધાન હતા તેઓ
મોટા લડવઇઆ હતા. વીરધવળ રાજા ઇ૦ સ૦ ૧૨૪૦ માં મરણ પામ્યો.
ત્યાર પછી તેની ગાદીએ તેનો છોકરો વીશળદેવ બેઠો. એ વીશળદેવ વા-
ઘેલા વંશમાં પહેલો રાજા થયો. વિશળદેવે ઇ૦ સ૦ ૧૨૪૪ માં અણહિ-
લવાડ એટલે પાટણ ઉપર સ્વારી કરીને ત્યાંના છેલ્લા શોળંકી રાજા ત્રિ-
ભોવનપાળ ને હરાવી તેનું રાજ્ય જીતી લીધું, ને પોતે તેની ગાદી ઉપર
બેઠો પછી તેણે ગુજરાત માંહેલાં વીશનગર ને વીજાપોર એવાં બે શેહેરો
વસાવ્યાં ને ડભોઇનો કિલ્લો બાંધ્યો. એ વિશળદેવ રાજા કર્ણાટકના
રાજાની કુંવરી સાથે પરણ્યો હતો. વિશળદેવે ૧૮ વરસ રાજ્ય કીધું, ત્યાર
પછી તેની ગાદીએ અનુક્રમે અરજુનદેવ, સુરંગદેવ, કરણઘેલો, એવા
ત્રણ રાજાઓ થયા. વાઘેલા વંશનો છેલો રાજા કરણઘેલો ઇ૦ સ૦ ૧૨૭૫
માં ગાદીએ બેઠો, એ કરણઘેલા રાજાની પાસે માધવ અને કેશવ એ બે
પ્રધાન હતા. તેમાં માધવની બઇરી ઘણી રૂપવંતી હતી. તેને કરણ રાજા
એ જોર જુલમથી લઇ લીધી ને વળી કેશવ પ્રધાનને મારી નાંખ્યો. તેથી

માધવ પ્રધાન દીલ્હીના અલાઉદ્દીન બાદશાહ પાસે ગયો. ને તેને કેટલીક ભેટ આપીને સમજાવીને ગુજરાત ઉપર તે અલાઉદ્દીન પાસે ચઢાઇ કરાવી. પછી કરણ રાજાની ને અલાઉદ્દીનની મોટી લડાઇ થઇ તેમાં કરણ રાજા હાર્યો ને દક્ષિણ તરફ નાશી ગયો, ને તેનું રાજ્ય એ અલાઉદ્દીન ખીલજીએ જીતી લીધું. વળી એ કરણ રાજાની રાણીઓને પકડીને તેને દીલ્હી મોકલી દીધી. ને તેમાની એક કમળાદેવી ને એક છોકરી હતી. તે આ વખતે પોતાનો બાપ કરણ નાઠો. તેની સાથે હતી ? કરણ રાજા તેને લઇને દક્ષિણ નાશીકની ઉતરે બાગલાણમાં ભરાયો હતો ત્યાં અલાઉદ્દીને ફોજ મોકલીને તે છોકરીને પણ પોતાની પાસે તેડાવી લીધી. એ રીતે વાઘેલા રાજાઓની પડતી આવી ને છેલ્લો રાજા કરણ જ્યારથી લડાઇમાં અલાઉદ્દીન ખીલજી સાથે હાર્યો ત્યાંથી ગુજરાતની ગાદી મુશલમાનના હાથમાં ગઇ. વાઘેલા વંશમાં બધા મળીને ચાર રાજાઓ થઇ ગયા તેમનાં નામ. તથા રાજ્ય કર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | કયારે ગાદીએ બેઠો. | કયારે ગાદીપરથી ઉઠયો. | કેટલાં વરસ રાજ્ય કીધું |
|---|---|---|---|
| વિશળદેવ. | વિ० સં० ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ |
| અરજુનદેવ | વિ० સં० ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ |
| સારંગદેવ. | વિ० સં० ૧૨૭૫ | ૧૨૭૯ | ૪ |
| કરણઘેલો. | વિ० સં० ૧૨૭૯ | ૧૩૦૪ | ૨૫ |

## ( પરીક્ષાના સવાલો. )

વાઘેલા વંશ શાથી નામ પડયું ? લવણપ્રસાદ કોનો પ્રધાન બન્યો હતો ? ભોળા ભીમદેવનો મુલક શા કારણથી લવણપ્રસાદે બધો લઇ લીધો ? લવણ પ્રસાદના છોકરાનું નામ શું ? વીરધવળને કયા બે પ્રધાનો હતા. તેનાં નામ દેઓ ? વીરધવળ રાજા કયા વરસમાં મરણ પામ્યો ? વીરધવળ પછી તેની ગાદીએ કોણ બેઠું ? વાઘેલા વંશમાં પહેલો રાજા કયો થયો ? વિશળદેવે કયાં સ્વારી કરી ને કયા વરસમાં ? વિશળદેવે કોનું રાજ જીતી લીધુ ? વિશળદેવ રાજાએ કયાં કયાં શહેરો વસાવ્યાં ? વિશળદેવ રાજા

કોની છોકરી સાથે પરણ્યો હતો? વિશળદેવે કેટલાં વરસ રાજ્ય કીધું? વિશળદેવ પછી તેની ગાદીએ કયા કયા રાજાઓ થયા? વાઘેલાવંશનો છેલ્લો રાજા કયો? કરણઘેલો કઇ સાલમાં ગાદીએ બેઠો? કરણરાજા પાસે કયા કયા બે પ્રધાનો હતા? કરણ રાજાનું રાજ્ય કોણે જીતી લીધું? કરણ ઘેલાને કોની સાથે લડાઇ થઇ હતી? કરણઘેલાને ને અલાઉદ્દીન ખીલજીને લડાઇ થવાનું કારણ શું? રાજા કરણ લડાઇમાં હાર્યો તો નાશીને કયા જતો રહ્યો? કરણ રાજાની રાણીઓને પકડીને અલાઉદ્દીને કયાં મોકલી દીધી? કરણની બધી રાણીઓમાં કઇ રાણીને અલાઉદ્દીને પોતાની બઇરી બનાવી? કમળાદેવીને એક છોકરી હતી તે કરણ નાઠો તેની સાથે હતી કે અલાઉદ્દીન પાસે હતી? કમલાદેવીની છોકરીને અલાઉદ્દીને શી રીતે તે ડાી લીધી? વાઘેલા રાજાઓની પડતી કયારથી આવી? ગુજરાતની ગાદી મુશલમાનના હાથમાં કયારથી ગઇ? વાઘેલા વંશમાં બધા મળીને કેટલા રાજાઓ થઇ ગયા? વાઘેલા વંશના રાજાઓનાં નામ અને તેઓના રાજ્ય કર્યાના વરસની વંશાવળી બોલી જાઓ.

સમાપ્ત.

हरगोवनदास हरजीवनदास पारेख.
पुस्तकवाळा.
मु. अमदावाद ग्रंथोदय प्रेस.

# जाहेर खबर.

હું નીચે સહી કરનાર નમ્રતાપુ-
ર્વક ઝાહેર કરૂંછુ કે, આ ચોપડી તથા
બીજાં ઘણી જાતનાં પુસ્તકો મ્હારા ગ્રંથોદય
પ્રેસમાં છાપેલાં તથા મુંબાઇનાં છાપેલાં સંસકૃત,
હીંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી ડીક્ષનેરીઓ,
વૈષ્ણવ ધર્મની વારતાઓ તથા તરજુમાઓ. કાયદાઓ,
વૈદ્યકનાં તથા નાટકો, કીસ્સાઓ, જૈનધર્મનાં તથા સર-
કારી ગુજરાતી તથા ઇંગ્રેજી વીગરે નિસાળોમાં ચાલતી
ચોપડીઓ તથા પેહલી ચોપડીથી તે સાતમી ચોપડીસુ-
ધીના અર્થ. ઈતીહાસના પ્રસ્નોત્તર, વંસાવળીઓ વીગરે
બીજી ઘણી જાતનાં પુસ્તકો સરસ છાપ ને સસ્તી કી-
મતે મળસે. માટે સાંમટી લેવી હોય તેમણે પો-
સ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ
કાગળ લેવામાં આવસે નહી.

સરનામુ.

વનદાસ હરજીવનદાસ, પુસ્તકવાળા.

મુ. અમદાવાદ

બુકસેલર. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

મુ. અમદાવા